# सर विलियम वोलेस.



(એક રમુજી ઐતિહાસિક વૃત્તાંત.)

દોહરો.

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં સૂર ;
નહિતો રહેજે વાંઝણી, રખે ગમાવે નૂર.

"વિરમંડળ."



ભાષાંતર કર્તા,

ડાકટર અમુલખરાય અંબારામ

કુંડળા ડીસ્પેન્સરીના ડોક્ટર.

પ્રથમ ભાગ.

अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સન ૧૮૮૭. સંવત ૧૯૪૩.

મૂલ્ય બાર આના. ટપાલખર્ચ એક આનો.

# सर विलियम वोलेस.

(એક રમુજી ઐતિહાસિક વૃત્તાંત.)

દોહરો.

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં સૂર;
નહિતો રહેજે વાઝિણી, રખે ગમાવે નૂર.

"વિરમંડળ."

ભાષાંતર કર્તા,

## ડાક્ટર અમુલખરાય અંબારામ

કુંડળા ડીસ્પેન્સરીના ડોક્ટર.

પ્રથમ ભાગ.

## अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સન ૧૮૮૭. સંવત ૧૯૪૩.

મૂલ્ય બાર આના. ટપાલખર્ચ એક આનો.

॥ श्री ॥

# अर्पण पत्रिका.

परम विवेकी परोपकारी स्नेही भाई श्री

## લલુભાઈ સામળદાસ મેહેતા,

વસુલાતી અધિકારી સાહેબ.

સંસ્થાન ભાવનગર.

સાહેબ,

મહાન પદ્વિએ હોવા છતાં અતિ નમ્રતા, ગરીબ તરફ અંતઃકરણથી પ્રીતિ, અને વિદ્યાને ઉત્તેજન આપવાની શુભ ઉત્કંઠાથી મોહિત થઈ આ પુસ્તક આપને નમ્રતાપૂર્વક અર્પણ કરવામાં અતિ આનંદ માનુંછું.

કુંડળા ડીસ્પેન્સરી.
તા. ૧ લી જુન
સને ૧૮૮૭.

આજ્ઞાંકિત સેવક,
ડા. અમુલખરાય અંબારામ,
ભષાંતર કર્તા.

TO,

LALUBHAI SAMALDAS MEHTA

Revenue Commissioner

Bhavnagar State.

THIS TRANSLATION IS DEDICATED

AS A

Token of esteem and admiration, and ingrateful

Remembrance of many acts of kindness.

BY

THE TRANSLATOR.

# प्रकरण १ लुं.

## स्कोटलंड.

ઈ. સ. ૧૨૯૬ની ઉનાળાની રૂતુ ઘણી ખુશનુમાં જણાતી હતી, જે લડાઇએ સ્કોટલંડને પાયમાલ કરી નાખ્યું હતું. તે લડાઇનો હવે અંત આવેલો હતો. લોભ જાણે ધરાયો હોય એમ જણાતું હતું; અને જીતાયલી પ્રજાએ દુશ્મનોને શરણ થઈ તેમના તાબામાં રહેવાનો નિશ્ચય કર્યો. જે સ્કોટીશ ઉમરાવો ગઈ વસંત રૂતુની શરૂઆતમાં સ્વતંત્રતા અને માન, જે આ જીંદગીનો ખરો શણગાર છે તેનો ભોગ આપી, એક નિર્દય જીતનારને તાબે થયા હતા, તે સ્કોટીશ ઉમરાવો આજ સંતોષી જણાતા હતા.

તાબેદારીના આ બનાવની પેહેલાં ઈંગ્લાંડનો રાજા પહેલો એડવર્ડ એક મોટા લશ્કર સાથે સ્કોટલંડમાં આવેલો હતો. તેણે યુક્તિથી બેરીક શેહેર લઇ લીધું. દેશને ધુળધાણી કરી નાખ્યો, અને ડનબારના મેદાનમાં સ્કોટલંડના રાજા તથા તેના ઉમરાવોને પોતાના આશ્રિત તરીકે વર્તવાની ફરજ પાડી.

પણ જ્યારે એડવર્ડ તથા તેના પ્રતીનિધીઓની દરબાર જીતાયલા બિચારા સ્કોટલોકોથી ભરાએલી હતી. ત્યારે એક શૂરવીર નરનો જુસ્સો તેના અસલ શૂરાતનમાં રહ્યો હતો. એક લડાયક પ્રજાના શાહાનશાહે પોતાની બહાદુર પ્રજા અને તાજ એક દગલબાજ હુમલો કરનારના હાથમાં જે સેહેલાઇથી આપી દીધું હતું, તથા જે અમીર ઉમરાવોએ આ બળીદાન મંજુર રાખવામાં પોતાનું છાલકું મન બતાવ્યું હતું તેઓનાથી કાયર થઈ, **વીલીયમ વોલસ** નામનો એક શુરવીર સ્કોટ **એલર્સલી** નામની એક

છેટેની ખીણમાં જઇને રહ્યો. પોતાના સ્વદેશીઓ ઉપર ગુજરતો જુલમ અને ગેરઇનસાફીનો બદલો વાળવાની પોતામાં શક્તિ નહીં હોવાથી તે નહિ જોવા સારૂ તે આ પ્રમાણે દુનીયાંથી અલગ જઇને રહ્યો.

કીર્તિ મેળવવાની પોતાની ઇચ્છાને જીંદગીની શરૂઆતમાં આ પ્રમાણે અટકેલી જોઇ, તેમજ ભર જુવાનીમાં મનુષ્ય જાતના પરસ્પરના સહવાસથી પોતે જુદો હોવાને લીધે તેણે પોતાની ભવિષ્યની ઇચ્છાઓને દબાવી રાખી, અને પોતાના મનનું સમાધાન કર્યું કે સ્કોટલંડ દેશની માન પ્રતિષ્ઠાનું ભંગાણ, અને તેના પુત્રોનું દાસત્વ એ ઇશ્વરી નિર્માણ હોવું જોઇએ—તે એવોતો અમીરી સ્વભાવનો તથા પ્રમાણીક હતો કે આ પરાયા જુલમગારને તાબે થવાનું તે ધિઃકારતો હતો; અને એક ખરા સ્કોટ તરીકેનું પોતાનું સ્વતંત્રપણું જાળવી રાખવાનો તેને માત્ર આ એકજ રસ્તો બાકી હતો. તેણે એકદમ દુનીયાં સાથેનો પોતાનો સંબંધ છોડી દીધો, જેથી તેની જુવાનીના લોભ શાન્ત પડ્યા. કારણ તેઓને ફરી જાગ્રત કરવા માટે તેના દેશમાં કાંઈ રહ્યું નહોતું. સ્કોલંડ પોતાની તાબેદારીથી મગરૂર જણાતું હતું. આવી નીચ ગુલામગીરીમાં ભાગ નહિ લેવો એજ માત્ર **વોલસની** સત્તામાં રહેલ હતું. **એલર્સલીની** રમણીય જગ્યામાં પોતાની પ્રીય પત્ની સાથે શાંતીથી રહેવું તેણે શરૂ કર્યું, જેથી તે કેટલોક વખત પોતાના સ્વદેશનું દુઃખ વીસરી ગયો.

ગઈ પાનખર રૂતુમાં જ્યારે સ્કોટલંડ સ્વતંત્ર હતું, અને તેના જુવાન ઉમરાવોને પ્રસિદ્ધ થવાનો રસ્તો ખુલ્લો હતો ત્યારે **લેમીંગટનની** જુવાન અને ખુબસુરત વારસ **મેરીયન બ્રેડફુટ** સાથે વોલસે પોતાની શાદી કરી હતી. બ-

ગભાગ સરખી ઉમરનાં અને બચપણથી સાથે ઉછરેલાં તેથી તેઓ જેમ ઉમરમાં વધતાં ગયાં તેમ તેઓ વચ્ચે-ની પરસ્પરની પ્રીતિ પણ વધતી ગઈ. આ સ્ત્રી પુરૂષ પોતપોતાના પરસ્પરના અત્યંત સ્નેહ, સદ્‌ગુણ અને મનો-વૃત્તિથી એટલાં તો એક બીજાની સાથે જોડાઇ ગયાં હતાં કે બાવીસ વર્શની ઉમર થઈ ત્યારે આ મોહથી ગરકાવ થએલા આસકને તેની વહાલી મેરીયન સાથે પરણવાની રજા મળી. તેણે પોતાની સ્ત્રીને હર્ષથી છાતી સાથે દાબી અને ધીમેથી તેણીના કાનમાં કહ્યું 'મારા પ્રાણ કરતાં પણ વધારે વહાલી! મારી જીંદગીનો એક ભાગ! આ કેવો શુભ પ્રસંગ છે કે જે વખતે તારો આ-ત્મા મારા આત્મા સાથે હમણાં ને સદાને માટે જોડાયછે.'

સ્કોટલંડ ઉપરના એડવર્ડના હુમલાએ આ પ્રેમી દં-પતીની નિરપરાધી રમત ગમતમાં ભંગાણ પાડયું. વોલસે પોતાનો કેસરીયો પોશાક ફેંકી દીધો અને તેને બદલે તર-વાર અને બખ્તર ધારણ કર્યું. પણ આ બેમાંનું એકે તેને લાંબો વખત વાપરવું પડયું નહી, કારણ, સ્કોટલંડ પોતાના દુશ્મનને શરણ થયું, અને વોલસને માટે બે રસ્તા રહ્યા હતા. કે કાંતો તેણે તેના જુલમગારોને તાબે થાવું, અગર નહિતો પોતાના દેશની ઊંડી ખીણોમાં મ-નુષ્યની સાથેનો પોતાનો સંબંધ છોડીદઇ રહેવું.

હવેથી તેણે પોતાની વહાલી સ્ત્રી સાથે એલર્સલીના કીલ્લામાં એકલાં રહેવા માંડયું. પડોસના અમીરોએ તેને તજી દીધો કારણ તેઓનાં કૃત્યને માટે તે છુપો ઠબકો આપતો હતો. થોડા વખતમાં તેણે તેઓનાથી દુર રહેવા માંડયું, તેમજ તે જીવતો છે કે નહીં તે પણ પેલા અમીરો ભુલી ગયા. ખરેખર, જાહેર મેળાવડાના સઘળા પ્રસંગ

તેણે તજી દીધા. જે શિકાર કરવાના ભાલાથી તે હરણની પછવાડે એક ખીણથી બીજી ખીણ તરફ પાછળ લાગતો, તથા જે તીરથી તે ઊંચા ઉડતા ગરૂડ પક્ષીને જમીનપર પાડતો, તે હથીયારો તેણે છોડી દીધાં. સ્કોટલેંડ પરતંત્ર થયું હતું. શિકાર જે તેની વહાલી રમત હતી તે જો તેણે કાયમ રાખી હોતતો તેને ઇંગ્રેજોની સાથે સમાગમમાં આવવું પડત, કારણ દરેક શેહેરમાં એ લોકોનાં થાણાં હતાં, અને ફુરસદનો વખત તેઓ શિકારમાંજ કાઢતા. આવા જુલમગારોની સોબતમાં પોતાના દેશનાં મોકળે મને રમતાં હરણનો શિકાર કરવા જવા તે શરમાતો હતો.

પોતાની જુવાની જે હાલતો તેના દેશને કાંઇ કામની નહોતી, તે તેણે પુસ્તકો વાંચવામાં, વીણા વગાડવામાં અને તેની વહાલી પત્ની મેરીયનની મધુર વાણી સાંભળવામાં કાઢવા માંડી. એલર્સલી પોતાનું આશ્રમ હતું, અને ત્યાં દુનીયાથી દુર પોતાની વહાલી સ્ત્રીની સોબતમાં રહેવાથી સ્કોટલંડમાં એડવર્ડ રાજ્ય કરે છે એ વાત તે ભુલી ગયો હોત, પરંતુ પોતાના દરવાજા પાસે જે બનાવ જોયો તેણે સ્કોટલંડના ઉમરાવોની ગુલામગીરી તથા ગરીબ પ્રજાનું કંગાલીયતપણું તેની નજરે પાડ્યું. વેર લેવાની પોતાની સત્તા નહીં હોવાથી તેણે પોતાનાથી બની શકતી મદદ તેઓને આપી. જુલમી હુમલો કરનારાઓએ જે લોકોને પોતાના ઘરબારમાંથી હાંકી કાહાડ્યા હતા, તથા જેઓનાં વસ્ત્રો હરણ કરી લીધાં હતાં તે સઘળાઓને વીલીયમ વોલેસે રહેવાને ઘર અન્નવસ્ત્ર વીગેરે આપી પોતાની પાસે રાખ્યાં. એલર્સલી એ નિરાધારનો આધાર, અને દુઃખી મનુષ્યોનો વિસામો હતું. જ્યારે જ્યારે લેડીવોલેસ પોતાના પ્રીય પતીના હાથ ઉપર અઢેલીને સવારે અગર અજવાળી

રાત્રીએ આસપાસ ફરવા નિકળતી ત્યારે જે હજારો ગરીબ લોકોને તેના ધણીએ આશ્રય આપ્યો હતો તે લોકો **વોલેસ** ને આવતો જોઇ હર્ષથી તેને આસિર્વાદ દેતા તે જોઇ **મેરીયન** બહુ રાજી થતી, અને પોતાના પ્રીયપતીના હાથનું ચુંબન લઇ પરમકૃપાળુ પરમેશ્વરે તેણીને આવો પોતાના જેવો દયાળુ ભરથાર આપ્યો માટે ઇશ્વરનો ઉપકાર માનતી હતી.

આ આનંદી અને એકાંત જીંદગીમાં ઘણા મહીના ગયા નહીં એટલામાં **લેડીવોલેસે** પોતાના દરવાજા પાસે એક સરદારને જોયો. તેણે મકાનના માલેક માટે પુછ્યું, અને તેની સાથે ખાનગીમાં વાતચીત કરવાની વિનંતી કરવાથી બંને જણા દુર ઓરડામાં ગયા. એક કલાક સુધી તેઓ સાથે રહ્યા. પછી **વોલેસ** બહાર આવ્યો અને પોતાનો ઘોડો તથા ચાર માણસોને તૈયાર થવાનું કહ્યું. કારણ તેને પોતાના મીજબાન સાથે **ડગલાસ** કીલ્લામાં જવાનું હતું. પોતાની વહાલી સ્ત્રીને જુદાં પડતી વખત ભેટી તેણે કહ્યું કે **ડગલાસ** માત્ર થોડા માઇલને છેટે છે. અને ત્યાંથી ચંદ્ર ઉગતાં પેહેલાં હું ઘેર આવીશ.

સામેના પહાડનાં શિખરોમાંથી તેણે આપેલી નિશાની ચંદ્ર–બહાર નજરે પડ્યો ત્યાં સુધીનો કંટાળા ભરેલો વખત આ ભલી સ્ત્રીએ શાંતિથી કહાડ્યો. તેનાં કીરણો એટલાં તો પ્રકાશિત હતાં કે તેણીનો ભરથાર કેટલા કલાકથી ગયો છે તે જોવાની તેણીને બીજા દીવાની જરૂર નહીં પડી. તેણીએ પોતાના ચાકરોને સુવા જવાની રજા આપી, અને બુઢો **હાલબર્ટ** જે **વોલેસનો** નિમકહલાલ નોકર હતો તેને માત્ર પોતાની પાસે રાખ્યો.

**એલર્સલીનું** રક્ષણ કરનાર તથા તેની ખુસીનો આ-

ધાર એવો પોતાનો સરદાર હાજર નહીં હોવાથી હાલબર્ટને પણ મેરીયનની માફક નિંદ્રા આવતી નહીં હતી.

જ્યારે રાત્રી ઘણી ગઈ ત્યારે લેડીવોલેસ પોતાના સુવાના ઓરડાની બારી જે પશ્ચિમ દીશા તરફ આવેલી હતી તેમાં પોતે જઈને બેઠી. લેનાર્કથી સામેની ઉંચાઈ ઉપર આવેલી વાંકી ચુંકી કેડી તરફ તે તાકીને જોતી હતી, એવાવિચારથી કે જાણે પોતાનો પ્રીય ભરથાર ટેકરી ઉપરથી પાસેની ઝાડીમાં જાય તો તેની ટોપી માંહિનાં પીછાં નજરે પડે. કોઈ કોઈ વખત જ્યારે ચંદ્રમા આડું વાદળું આવી જવાથી પાસેની કેડી ઉપર અંધારૂં પડતું ત્યારે તેણીનું અંતઃકરણ એવા વિચારથી ઉછળતું કે હવે હું વધારેવાર રસ્તો નિહાળી શકીશ નહીં ! પણ આવા વિચાર કરેછે તેટલામાં ચંદ્રમા વાદળાંમાંથી બહાર આવ્યો, અને સઘળી જગોએ અજવાળુ પડ્યું. હવે તેણીનો વોલેસ ક્યાં હતો ? અફસોસ ! માત્ર આભાસ તેણીના જોવામાં આવેલ ! જેને વાસ્તે તેણી રાહા જુવે છે તે હજી ઘણો દુર હતો !

આશા, નાઉમેદી, અને બીકથી થાકી ગયેલી હતી છતાં તે પાછી જોવા લાગી પણ તેણીની આંખમાં આંસુ ભરાઈ આવવાથી તે કાંઈ જોઇ શકી નહીં, અને ડુસકાં ખાતી બોલી "હજી સુધી નહીં આવ્યા—હજી સુધીનહીં આવ્યા ! અરે મારા વોલેસ, શું વિઘ્ન તારે માથે આવી પડ્યું છે ?"

શાને વાસ્તે બીવું તે પોતે નહીં જાણતી 'હતી છતાં તે ભયથી ધ્રુજતી હતી. તેણી પોતાના મનથી જાણતી કે જ્યારે સ્કોટલંડ એડવર્ડને તાબે થયુંછે ત્યારે હવે સઘળી

દુશ્મનીનો નાશ થયોછે. અમીરોએ કાંઈ પણ તકરાર સિવાય પોતાના કીલ્લા જીતનારને શરણ કર્યા હતા, અને ખેડુતોએ તેમનો દાખલો જોઈ કાંઈ પણ બચાવ કર્યા વિના પોતાનાં ઘરબાર દુશ્મનને લુંટવા દીધાં હતાં. સામે થવાનું કોઇ નહીં હતું ત્યારે દુશ્મનોની પોતાના ભરથારને શી ધાસ્તી હતી—અને જે શખસ તેને **એલર્સલીથી** લઈ ગયો તે શું મિત્ર નહીં હતો ?

**વોલેસે** જવા અગાઉ **મેરીયનને** કહ્યું હતું કે આ શખસનું નામ **સરજોનમોન્ટીથ** છે, અને તે બહાદુર **વોલટરલોર્ડમોન્ટીથ** જેને ગયા વરસની શરૂઆતમાં ઈંગ્રેજ લોકોએ દગાફટકાથી મારી નાંખ્યો હતો તેનો તે નાનો દીકરો થાયછે. આ જુવાન શખસને તેના બાપે મરતી વખત પોતાના ઈષ્ટ મિત્ર **વીલીયમ લોર્ડડગલાસ** જે તે વખતે **બેરીક** શેહેરનો ગવરનર હતો તેની સંભાળ નીચે સોંપેલો હતો. એ **બેરીક** શેહેરના નાશ થવાથી, તેમજ તેનો બચાવ કરનાર કેદ પકડાયાથી **સરજોનમોન્ટીથ લેનાર્કની** પડોસમાં **ડગલાસ** કીલ્લોછે ત્યાં ગયો અને આ બાદશાહી મકાનનો હાલ તે સ્વતંત્ર માલેક હતો. તેના ખરા માલેકનો છોકરો **જેમ્સડગલાસ** હાલ પારીસ હતો, જ્યાં **ડંનબારની** લડાઇ પહેલાં તેના બાપે તેને **ફ્રાન્સના** રાજા સાથે સ્કોટલંડના રાજાની દોસ્તી કરાવવા મોકલ્યો હતો.

**વોલેસ** જે એકાંત વાસમાં રહેલો હતો તે બાત **મોન્ટીથના** જાણવામાં છતાં માત્ર આજ સિવાય તે કોઈ દીવસ તેને ઘેર આવેલ નહો હતો. પોતાના જુના નિશાળના સોબતીનું દ્દઢ મન તે જાણતો હોવાથી તેને દેશપાર થએલા બહાદુર **ડગલાસના** કીલ્લામાં લઈ જવા તે વિનંતી કરવા આવ્યો.

તેણે કહ્યું "મારે તમને કેટલીક ખાનગી વાત કહેવાની છે જે હું બીજી જગોએ કહી શકું તેમ નથી."

આવી નજીવી માગણી નાકબુલ રાખવી એ વાત **વોલેસને** દુરસ્ત નહીં જણાયાથી પેસ્તર કહી ગયા પ્રમાણે તેને ત્યાં જવાની તેણે હા પાડી; અને **મોન્ટીથ** તેને પોતાની સાથે **ડગલાસ** કીલ્લામાં લઈ ગયો.

કીલ્લામાં જવાનો ઢોળાવ ઉતરતી વખતે **મોન્ટીથે** બહુ ચુપકીદી રાખી, અને ચાકરોને પણ તેટલીજ ચુપકીદી રાખવા નિશાની કરી કારણ તે કીલ્લો ઈંગ્રેજી સીપાઇઓથી ઘેરાઈ ગયેલો હતો. **વોલેસ** પાછો હડતો હતો પણ **મોન્ટીથે** તેનો હાથ પકડી કહ્યું 'તારા દેશની ખાતર મારી સાથે ચાલ.' આ શબ્દ સાંભળતાંજ તે તેની સાથે ગયો, અને તેના ચાકરો દરવાજામાં ઉભા રહ્યા.

**મોન્ટીથ** જ્યારે પોતાના મિત્રને અંદરના ઓરડામાં લઈ ગયો ત્યારે સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો, અને મધ્યરાત્રી પેહેલાં પોતાને ઘેર જવાનું છે એવું **વોલેસને** આથમતા સૂર્યના સામેથી દેખાતાં કીર્ણોપરથી યાદ આવ્યું, અને પોતાની વહાલી **મેરીયન** કેવી આતુરતાથી રાહ જોતી હશે એવા વિચારથી પોતાને આંહી લાવવાનું શું કારણ હશે તે જાણવા સારૂ તે અધીરો થવા લાગ્યો.

**મોન્ટીથે** થોડીવાર આસપાસ જોઇ બારણું બંધ કર્યું, અને ધીમે ધીમે **વોલેસ** પાસે આવ્યો. જ્યારે ઘણો નજદીક આવ્યો ત્યારે તેણે **વોલેસને** ધીમે રહીને કહ્યું "હું જે વાત તમને કહેવાનોછું તે તમે કોઇને નહી કહો તેના આ તલવારથી સોગન ખાઓ."

**મોન્ટીથે** શોગન આપવા સારૂ જે તલવારની મુઠ આપેલી હતી તે **વોલેસે** કોરે મુકી અને જરા હસીને કહ્યું

"આજના સમયમાં હું જે વાત નથી જાણતો તેને માટે સોગન ખાઇશ નહીં. એક મિત્ર અને સ્કોટ તરીકે જો તમને મારા શબ્દ ઉપર વિશ્વાસ હોય તો બોલો; અને જો તમારા કહેવાનો ભાવાર્થ પ્રમાણીક હશે તો હું તેને માટે જવાપદારછું."

"તમે સોગન નહીં ખાઓ ?" "ના."

"ત્યારે હું તમારો વિશ્વાસ કરી શકતો નથી."

વોલેસે ઉભા થઈ કહ્યું "ત્યારે હવે આપણી મુલાકાત થઈ ચુકી, અને હું મારે ઘેર જાઉંછું."

મોન્ટીથે કહ્યું "ઉભો રહે ? તને કહેવા સારૂ મેં જે આનાકાની કરી તેને માટે મને માફ કર. ખરેખર, તું કહેછે તેમ આ સોગન ખાવાનો વખત નથી; પરંતુ મારી ઉપર જે વિશ્વાસ રાખ્યોછે તે ઉપરથી તારી ખાતરી થશે કે મારે સાવધ થવું ઉચીત છે. તું કદી બે બોલી કરતો નથી એમ મને પક્કો વિશ્વાસ છે, નહી તો, બીજા પાસે હું સોગન ખવરાવ્યા પેહેલાં વાત કરૂં નહી; પણ તેમને વચન આપ્યું છે અને તે ઉપર હું ભરોંસો રાખુછું. જરાવાર આંહી ઉભો રહે."

પડદા પાછળનું એક બાર મોન્ટીથે ઉઘાડ્યું, અને થોડીવારમાં એક નાની લોઢાની પેટી લઇને તે પાછો આવ્યો. તેણે તે પોતાના મિત્ર પાસે ટેબલ ઉપર મુકી અને જે બારણું તેણે પ્રથમ બંધ કર્યું હતું તે ફરીથી બરાબર તપાસી ફીકે ચેહેરે તે પાછો ટેબલ પાસે આવ્યો. આવી ચુપકીદી અને અત્યંત સંભાળથી વોલેસ ઘણો આશ્ચર્ય પામ્યો, અને આ શખ્સ શું કહેવા માગતો હશે તેનો વિચાર કરવા લાગ્યો. પેટી ઉપર હાથ રાખી મોન્ટીથ પોતાની જગોએ બેઠો અને પેટી સામી પોતાની નજર કરી તે બોલ્યો

"હું જે નામ તારી પાસે હમણાં લેવાનો છું તે તું શાંતિથી સાંભળ, કારણ તેની સત્તા હાલ નથી. **પ્રુશનો** ફતેહમંદ હરીફ અને તારા કુટુંબનો દુશ્મન તે હાલ લંડનના કીલામાં કેદ પકડાયોછે."

"એલીયલ ?"

"હા." **મોન્ટીથે** જવાબ દીધો "તારા કાકા **સર રોનાલ્ડ ક્રાફર્ડ** તેને જે અડચણ કરી હશે, અને તેના વેરમાં તમને જે નુકશાન તેણે કરેલ હશે તેનો આ બદલો વળ્યો છે."

"મારા દાદાએ તેને અગર કોઈ માણસને કદી ઇજા કરી નથી !" **વોલેસે** કહ્યું. "**સર રોનાલ્ડ ક્રાફર્ડ** કોઇના ગેર ઇનસાફ કરે તેવો નહોતો, તેમજ, પોતાના દેશના દુશ્મનના માણસોની ખુશામત કરનાર પણ નહીં હતો. પણ **એલીયલ** કેદ પકડાયોછે, અને હું તેને માફ કરૂંછું."

**મોન્ટીથે** કહ્યું "તેનું દાસત્વ તેં જોયું હોયતો તને તેની દયા આવ્યા વિના રહે નહીં."

**વોલેસે** કહ્યું "હું હમેશ પાપી માણસના ઉપર પણ દયા રાખુંછું. અને મારી તથા **સર રોનાલ્ડ** જેવા માનવંતા સાથેની તેની દુશ્મનીનું કારણ તું જાણતો નથી, માટે હું તને તે સમજાવું. ચાર વર્ષ ઉપર જ્યારે સ્કોટલંડની ગાદી સારૂ બે દાવાદાર ઉભા થયા ત્યારે તેમની પંચાયતનું કામ ઇંગ્લંડના રાજાને સોંપાએલ તે જોવા સારૂ હું મારા દાદા સાથે ગયેલ, તે વખતે મેં **એલીયલને** પેહેલ વેહેલો જોયો. મારો દાદો **બ્રુસની** તરફથી આવેલ હતો. એ મંડળીમાં બોલવાની હું નાહાનો હતો સબબ મને રજા નહીં હતી, પરંતુ ત્યાં શું બનાવો બનતા તે સમજવાને તથા **બલીયલે** પોતાનો દેશ વેચી જે હીચકારાપણાથી રાજ્ય

મેળવ્યું તે જોવાને હું સારી પેઠે મોટી ઉમરનો હતો. તોપણ જ્યારે સ્કોટલંડે તેને રાજા તરીકે મંજુર રાખ્યો તથા બ્રુસ તેને શરણ થયો ત્યારે મારા દાદાએ મુંગે મોંએ એ વાત કબુલ રાખી. પણ પેહેલાં તેની સામે થએલ એ વાત બેલીયલ ભુલી ગયો નહીં હતો. આ વર્ષની શરૂઆતમાં જ્યારે અમે અમારા ખાનદાનીના હકથી જાહેર દુશ્મન સામે રણભુમીમાં આવ્યા ત્યારે મારી તેમજ મારા દાદા તરફની તેની વર્તણુક કેવી હતી તે સ્પષ્ટ જણાઈ આવી; કારણ તેણે અમને સ્કોટલંડના વાવટા તળેથી ગેરવાજબી રીતે કહાડી મુક્યા. તેણે કહ્યું "બ્રુસના મિત્ર છેએ એવું જે લોકોએ જાહેર રીતે કહેવાની હીંમત ધરેલ તેમાંના કોઈ માણસને હું મારા તાબામાં નોકરી કરવા નહીં દઉં." ગરીબ બિચારો માણસ! ઇંગ્લંડનો વેચાયલો શખસ; તોપણ તે પોતાના નામના રાજ્યથી એટલોતો ફુલાઈ ગયો હતો કે જે લોકો તેને ગાદી અપાવવાની વિરૂધમાં હતા તેમને તે ધિઃકારતો હતો, પરંતુ, ખરૂં જોતાં તો તે પોતાની દગલબાજીથી પોતાનોજ પાયો નબળો કરતો હતો!

એડવર્ડની પ્રીતી મેળવવા સારૂ બેલીયલે પોતાની માન પ્રતિષ્ઠા ગુમાવી; તે સઘળું બસ નહીં થવાથી તેને લઈ જઈ ઇંગ્લાંડના કેદખાનામાં કેદ કર્યો! આવા નીચ પુરૂષ સામે ગુસ્સે થવું એ હું કદી માન ભરેલું ગણું? ના! મને ખરેખર તેની દયા આવેછે. મારા દાદાની આબરૂ ઉપરના કલંકની વાત મેં તને કહી સંભળાવી, માટે હવે તમારે જે કહેવાનું હોય તે કહો."

મોન્ટીથે સર રોનાલ્ડ ક્રાફર્ડના જગ પ્રસિદ્ધ નામ ઉપર ટીકા કરી વાત આગળ ચલાવી. "બેરીક શેહેર

તાબે કર્યું તે વખતની કતલમાં, **લૉર્ડ ડગલાસ** જખમી થયો, અને બેશુદ્ધ થવાની તૈયારીમાં હતો ત્યારે એક નિમકહલાલ સ્કોટ ટોળાંએ તેને શેહેરની બહાર પોહોચાડી દીધો. હું તેની પછવાડે **ડનબાર** ગયો, અને તે દિવસની સખ્ત લડાઇ જેમાં ઈંગ્રેજ લોકોનો જય થયો તે નજરે જોઇ. જ્યારે લડાઇમાંથી બાકી રહેલા અમીરો વિખરાઇ ગયા ત્યારે **ડગલાસ** રાજા બેલીયલને મળી બચાવને સારૂ બીજી નવી યુક્તિ શોધવા **ફેરફાર** તરફ ગયો, અમે જ્યારે ત્યાં આવ્યા ત્યારે રાજા **એથોલની** સાથે ખાનગી વાતચીતમાં હતો. તેણે રાજાને સમજાવ્યું કે **ડનબારની** લડાઇમાં તમારી સખ્ત હાર થઇ છે, માટે તમારી જીંદગી બચાવવી હોય તો તમે ઈંગ્લાંડનો રાજા જે હાલ **મોંટોઝમાં** છે તેને જઇને શરણ થાઓ.

'ડગલાસે બેલીયલનો વિચાર ફેરવવા ઘણી મેહેનત કરી પણ કાંઇ વળ્યુ નહિ. ત્યાંથી આગળ નહિ જવા માટે તેને દલીલથી ઘણો સમજાવ્યો, પણ તેણે જવાબ નહિ આપતાં નિઃશ્વાસ નાંખી, આંખમાં આંસુ લાવી બોલ્યો 'મારા કિસ્મતમાં એમજ માંડ્યુ હશે!' આ વાત ચીત ચાલતી હતી ત્યારે **એથોસ** ભવાં ચડાવી બેઠો હતો તેણે લૉર્ડ ડગલાસને ઠબકો આપ્યો કે તમારે રાજાને ઈંગ્લાંડના રાજાની વિરૂધ સમજાવવો નહિ જોઇએ, એમ કહી તે ઓરડામાંથી બહાર ગયો.

'જેવો તે બહાર ગયો કે તુરત **બેલીયલ** ચિંતાતુર ચેહેરે ઉભો થયો, અને મારા મુરબીને પાસેના ઓરડામાં લઇ જઇ ત્યાં થોડીવાર વાતચીત કરી પાછો આવ્યો. **ડગલાસ** પોતાની સાથે આ લોઢાની પેટી લાવ્યો. તેણે કહ્યું '**મોન્ટીથ**, હું આ પેટી તને સોંપુછું.' મારા હાથમાં

તે પેટી આપી તે ઉપર મારો ડગલો ઢાંકી લેનોક્ષ પ્રગણામાં આવેલા પોતાના કીલામાં લઈ જવા તેણે મને ફરમાવ્યું અને ચોવીસ કલાકમાં પોતે ત્યાં આવવા જણાવ્યું. તે દરમિયાન આપણા વચ્ચે જે વાતચીત થઇ છે તેનો એક શબ્દ પણ મારી અને તમારા રાજાની ખાતર તમે કોઇને કહેશો નહિ.

'આ હીરાની વીંટી મારી આંગળીમાં પેહેરાવી બેલીયલે કહ્યું. 'આ વીંટી તરફ જો અને નિમકહલાલ રહેજે.' તેણે જેટલી ઉતાવળથી કહ્યું તેટલી ઉતાવળથી હું ચાલ્યો, અને બહારના ઓરડામાંથી હું નિકળતો હતો ત્યારે મને એથોલ મળ્યો. તેણે મારી સામું કરડી નજરથી જોયું અને હું ક્યાં જાઉંછું તે પુછ્યું. મેં જવાબ દીધો 'ડગલાસ કીલા તરફ જાઊંછું કારણ તેના ઉમરાવ સારૂ ત્યાં તૈયારી કરવાની છે.' એથોલના માણસોથી ઓરડો ભરાએલો હતો.

ડનબારની લડાઇમાંથી જે નોકરો મારા ઉમરાવ સાથે આવ્યા હતા તેમાંનો એક પણ આ વખતે નજરે પડતો નહિ હતો. એથોલે પોતાના માણસો તરફ જોઇ કહ્યું 'આ શખ્સને જલદી લઈ જાઓ, અને તેના શેઠ સારૂ રહેવાની જોગવાઇ આપણે કરી આપશું." મે જાણ્યું કે લોર્ડડગલાસની જીંદગી જોખમમાં છે. પણ તેને એ બાબતની ખબર આપવાની હું હિંમત ધરી શકયો નહિ. મારી ચીજ સંભાળવા માટે હું ફળીમાં ગયો અને રજા મળતાંજ મારા ઘોડા ઉપર સવાર થઈ જલદી ચાલતો થયો નહિતો મને સોંપેલી ચીજ જોખમમાં આવી પડત

'આંહીં આવીને ખાનગી ઓરડીમાં એ પેટીમેં સંભાળથી મુકી દીધી. એક અઠવાડીયું વહી ગયું પણ

લોર્ડ **ડગલાસ**ના કાંઇ ખબર આવ્યા નહીં આખરે એક દરવેશ દરવાજા પાસે આવ્યો અને મારી સાથે વાત ચીત કરવા કહેવરાવ્યું. આવાં પવિત્ર લુગડાં પેહેરેલા માણસ તરફથી કાંઇ ધાસ્તી નહીં ધારી મેં તેને મારા ઓરડામાં આવવા દીધો. લોર્ડ ડગલાસે તેને જે કાગળ આપેલો તે મને આપી તેણે કહ્યું કે લોર્ડ **ડગલાસને** જોર જુલમથી એક વહાણમાં બેસારી એલીયલ સાથે લંડનના કીલ્લામાં મોકલાવી દીધો છે. આ જુલમથી ડગલાસે ધર્મ સંબંધી ખુલાસો કરવા સારૂ એક પાદરીને પોતાના જવા પેહેલાં બોલાવ્યો. દરવેશે કહ્યું 'હું તે પાદરીછું, અને **ડગલાસના** મુલકમાં હું જન્મેલો હોવાથી મારી નિમક હલાલી ઉપર વિશ્વાસ રાખી તેણે મને આ કાગળ આપી તમારી પાસે જલદી આવવા મોકલ્યો છે. આ કામ ઘણું મુશ્કેલ હતું, અને આવા બારીક વખતમાં બીજાનો ભરોસો નહીં આવવાથી હું પોતે આંહીઆવ્યોછું."

'મેં પુછ્યું કે લોર્ડ **ડગલાસનું** વહાણ ઉપડી ગયું હતું કે નહિ ત્યારે પાદરીએ જવાબ આપ્યો 'હા વહાણ દેખાતું બંધ થયું ત્યાં સુધી હું કીનારે ઉભો હતો.' વાલેસે જરા ગુસામાં નિઃશ્વાસ મુક્યો, જેથી **મોન્ટીથ** જરાવાર અટક્યો અને પછી આગળ ચાલ્યો.

'આપણા રાજા સાથે **ડગલાસને** આપણા દેશમાંથી લઇ ગયા એટલુંજ નહીં પણ જેકબની પવીત્ર છીપર જેને ફીરસ્તાઓએ સ્કોટલંડનો કીર્તિ સ્થંભ કહેલ છે અને જે બાદશાહી ખુરશીમાં જડેલ છે તેને પણ તેઓ ઉઠાવી ગયા છે !

વોલેસે ઘણી નાખુશીથી પુછ્યું 'શું ! સ્કોટલંડના સર્વથી સારામાં સારા રાજાની યાદગીરી તે પણ બેલીયલ

લુંટી ગયો? ફરગસની પવિત્ર બક્ષિસ એ શું એક હીચકારાની લુંટ થઇ પડવી જોઇએ?

**મોન્ટીથે** કહ્યું 'બેલીયલ ચોરી ગયો નથી, પણ એ પવિત્ર પથ્થર ઇંગ્લંડના રાજાના હુકમથી લઈ ગયા છે, અને જ્યારે આયોના ગામ લુટ્યું ત્યારે ડગલાસ જે વહાણમાં હતો તેમાં તે પથ્થરને પણ ઇંગ્લંડ લઇ ગયા છે. રાજ્યનું જુનું દફતર પણ તેને રહેવાની પવિત્ર જગોએથી લઇ એડવર્ડે પોતાને હાથે અગ્નિમાં નાંખી દીધું છે.'

**વોલેસે** કહ્યું 'જુલમગાર! હવે તારા જુલમનો પ્યાલો ભરાઇ ગયો છે.' **મોન્ટીથે** પોતાનું બોલવું જારી રાખ્યું 'તેની લુંટ ઘણી નાશકારક હતી એવું એ ભલા પાદરીએ મને કહ્યું. **મોન્ટ્રોઝની** પડોસના કોઇપણ મઠ અગર કીલ્લામાં જાહેર અગરે ખાનગી વૃત્તાંતનું તેણે એક પણ ચર્મપત્ર રહેવા દીધું નથી; દરેક જગો શોધી અને લુંટી લીધી છે; અને નિમકહરામ **માર્ચના** ઉમરાવે તથા **સોલીસે** તેના નામથી સ્કોટલંડના પૂર્વથી પશ્ચિમ કીનારા સુધી એવીજ લુંટફાટ ચલાવી છે.'

**વોલેસે** કહ્યું 'શું એ દગાખોરો એમજ સમજતા હશે કે સ્કોટલંડનાં વૃત્તાંતો અને એ પવિત્ર પથ્થર લઇ જવાથી તેઓ તેની કીર્તિ પણ લઈ ગયા છે? સ્કોટલંડનો ઇતિહાસ તેની દરેક પ્રજાના જાણવામાં છે; તેણીનો કીર્તિ સ્થંભ તેઓના હૃદયમાં છે. એડવર્ડને કોઇ દિવસ માલમ પડશે કે સ્કોટલંડ લાર્જ પાસેની પોતાની ફતેહ યાદ કરે છે, અને તેણીની સ્વતંત્રતા પાછી મેળવવા સારૂ તેને કોઈ ઇશ્વરી તાવિતની જરૂર નથી.'

'અપસોસ! આપણી હયાતીમાં નહીં!' **મોન્ટીથે** જ-

વાબ દીધો 'બાલું આપણી છાતી સામું ઝઝુંબી રહ્યું છે અને આપણે તાબે થવું પડશે. તું જુએછે કે આ કીલો એડવર્ડના સીપાઇઓથી ભરાએલો છે. દરેક ઘર ઇંગ્લાંડને સારૂ એક લશ્કર છે. પણ આ વિશે હવે પછી વાતચીત કરશું; પાદરી જે કાગળ લાવ્યો હતો તેમાં શું લખેલું હતું તે હજી મારે તને કહેવું છે. તેના અંદર બીજા બે કાગળો બીડેલા હતા. એક પત્ર **પારીસ** શેહેરમાં **સરજેમ્સ ડગલાસ** ઉપરનો હતો, તથા બીજો મારી ઉપર હતો. મારી ઉપરના પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"**એથોલે** બેલીયલને સમજાવી તેનો નાશ કરાવ્યો છે, અને મને એડવર્ડના હાથમાં ફસાવ્યો છે. હું હવે સ્કોટલંડને ફરી જોવાનો નથી. આ સાથેનો પત્ર મારા છોકરાને પારીસ મોકલાવજો; **વીલીયમ ડગલાસની** પોતાના દેશ માટે છેલી ઇચ્છા શું છે તે તેના જાણવામાં આવશે. લોઢાની પેટી હું તારા હવાલામાં સોંપુછું. મારા છોકરાને આવતાં સુધી તું જીવની પેઠે તેને સાચવજે. પણ કદાચ એ છોકરો પરદેશમાં હોય અને તું મુસીબતમાં આવી પડતો કોઇ સારા લાયક સ્કોટના હવાલામાં તું તે સોંપજે; પણ તેને કહેજે કે જ્યાંસુધી સ્કોટલંડ ફરી સ્વતંત્ર થાય નહિ ત્યાં સુધી એ પેટી ઉઘાડેથી તેનું મોત થશે! જ્યારે એ સમય આવે ત્યારે એવો શુરવીર પુરૂષ જેના બળથી સ્કોટલંડ પોતાની સત્તા પાછી મેળવે તેની એ પેટી બક્ષિસ છે; માટે એવા પુરૂષેજ તે ઉઘાડવી "ડગલાસ."

**મોન્ટીથ** કાગળ વાંચી ચુપ રહ્યો. વોલેસ જે સ્કોટલંડના દુશ્મનો સામે ગુસાથી આ સઘળું સાંભળતો હતો તે બોલ્યો 'કહો હવે તમારે મારી શી મદદની જરૂર છે, અને ડગલાસની આ છેલ્લી ઇચ્છાઓ બર લાવવામાં હું તમને કેવી રીતે મદદ કરૂં.'

મોન્ટીથે નીચેનું વાક્ય ફરી વાંચી સંભળાવ્યું "કદાપી મારો છોકરો પરદેશમાં હોય અને તારી ઉપર આફત આ-વી પડે તો કોઈ સારા લાયક સ્કોટના હવાલામાં તું પેટી સોંપજે." હાલ હું એવી આફતમાં છું. એડવર્ડ જ્યારે આપણા દરેક શેહેરમાં ઇંગ્રેજી હાકમો મુકવા માંડ્યા ત્યારે તેનો વિચાર દેશને પાયમાલ કરવા છે; અને લેનાર્ક શેહે-રના તેના પ્રતિનિધિ ઘાતકી હેસલરી જે હાલમાં આ જુ-લમગારની મરજીને અનુસરી એક જાહેરનામું કહાડયું છે કે નાસી ગએલા સરદારોના ઘરની જડતી લઈ છુપી રીતે ચાલેલા પત્ર વેહેવારના કાગળીયા તથા જે દસ્તાવેજો મળે તે હાથ કરવા. પડોસના બે ત્રણ સરદારો તો આ ઢંઢેરાની વરૂણીમાં આવી ગયા છે, પણ તપાસ ઉપરથી એમ જ-ણાયછે કે એ લોકો કાગળ પત્ર સારૂ નહીં પણ માત્ર લુંટ ફાટ કરવા સારૂ તથા તે કીલાઓમાં ઇંગ્રેજ અધિકારી-ઓને રાખવા સારૂ એવો પ્રપંચ કરેલો છે. જે સીપાઇઓ-ને તેં નીચે ચોકમાં જોયા તેઓને આજ સવારે મળસકામાં હેસલરીજ આવી આ કીલાની તપાસ કરે ત્યાં સુધી તેની ચોકી રાખવા મોકલવામાં આવ્યા છે. આ તપાસ આ-વતી કાલે થવાની છે; અને લોર્ડ ડગલાસને તે લોકોએ એડવર્ડની સામે દગલબાજ તરીકે જાહેર કરેલો છે તેથી દીવાલે દીવાલ ફરી મકાનની બારીક તપાસ કરશે. આવા બારીક સમયે હેવોલસ, તને મેં એક બહાદુર સ્કોટ તરીકે આ પેટીનું રક્ષણ કરવા શોધી કહાડયો છે. એલર્સલીની દુરની ટેકરીઓમાં તે સહીસલામત રહેશે, અને જ્યારે જેમ્સડગલાસ પારીસથી પાછો આવે ત્યારે તું એ પેટી તને આપજે. દર્મિયાન આવતી કાલ આ બાદશાહી મેહેલની કુંચી હું હેસલરીજને આપી બેનેન્ડના મારા મકાનમાં

જવા તેમની રજા માગીશ, કેમકે હું એકલો તેમની સામે થવા સમર્થ નથી.

**વોલેસે મોન્ટીથની** અરજ બહાલ રાખી. સદરહુ પેટીની બંને બાજુ ઉપર લોઢાનાં કડાં હતાં તેમાં પોતાનો ચામડાનો કમરપટો ભરાવી પોતાને ડાબે ખભે નાંખી તેના ઉપર પોતાનો ધાબળો ઓઢી લીધો.

**મોન્ટીથ** ઘણો રાજી થયો તેના ચેહેરા ઉપરની ફીકાશ ઉડી ગઇ, અને જાણે એક ભારે ચિંતા પોતાને માથેથી ઉતરી હોય તેમ ખુશી થઈ વોલેસના ચાકરોને તૈયાર થવા હુકમ આપ્યો.

**વોલેસે મોન્ટીથ** સાથે જતી વખત સેકીન (શેકહેન્ડ) કરી ત્યારે પેટીને માટે સાવધ રહેવા ફરી તેણે ભલામણ કરી, અને તે પેટી ઉઘાડનારને માથે શું જોખમ રહેલું છે તે ફરી યાદ આપ્યું.

**વોલેસે** કહ્યું 'ગભરા નહિ, તારે માથે જેમ આજ આફત આવી અને તું પેટી મને સોંપછ તેમજ જો મારે થયું તો કોઈ બીજા માણસને તે સોંપવી પડશે પણ ત્યાં સુધી તો એ પેટીની બહારની બાજુ પણ કોઇના જોવામાં આવશે નહીં.

**મોન્ટીથે** કહ્યું "પણ સમાલજે ! કારણ મારી અને તારી પેઠે આ પેટી નહીં ઊઘાડવાના ફરમાનને કોણ વળગી રહેશે, અને જો કોઈ ઊઘાડશે તો આપણા દેશ ઉપર ફરી વળી નવી આફત આવી પડશે !"

**વોલેસે** જવાપ દીધો 'એ પેટીમાં ગમે તે હો, પણ મના કરેલી ચીજ ઊઘાડવી એ મહા પાપ છે; પરંતુ વજન ઉપરથી એમાં સુવર્ણ હશે એમ હું ધારૂંછું, અને બેલીપલે કોઈ શુરવીર નર પોતાના દેશને જુલમમાંથી બચાવે તેના ઈનામ તરીકે એ પેટી તેણે મોકલી લાગે છે.'

**મોન્ટીયે** કહ્યું ' શું ખજાનો ! મને એ વિચારજ આવ્યો નહોતો. ખરેખર પેટીમાં ભાર છે ! અને તેને માટે જ્યારે આપણે જવાબદાર છીએ ત્યારે તેમાં શું છે તે ચાલો આપણે જોઇએ ! '

**વોલેસે** કહ્યું ' આપણે તેમ કરવું નહીં જોઇએ. પેટીમાં શું છે તેની આપણે દરકાર નથી; આપણે જે કરવાનું છે તે એટલુંજ કે આપણ અગર બીજા કોઇએ આ પેટી ઉઘાડવી નહીં, અને એમ કરવા હું પ્રતિજ્ઞા લઊંછું; સલામછે ત્યારે. '

**મોન્ટીયે** કહ્યું ' પણ આવડી ઊતાવળ શી ? ખરેખર મેં પેહેલાં વિચાર કર્યા હોતતો—જરાવાર ઉભો રહે. '

**વોલેસે** આગળ ચાલતાં કહ્યું 'હું તારો ઉપકાર માનુંછું, પણ હવે અંધારૂં થયું છે અને મેં ચંદ્રોદય પેહેલાં ઘેર આવવા કહી મુકેલ છે. જો તારે મારૂં વધારે કામ હોય તો આવતી કાલ **એલર્સલી** આવજે. મારી વહાલી સ્ત્રી **મેરીયન** તને પોતાના પરોણા તરીકે તું જ્યાં સુધી રહીશ ત્યાં સુધી માન આપશે.''

આમ કહી વોલેશ પોતાના ઘોડા તરફ ગયો, અને પોતાના ચાકરોની મદદથી ઘોડા ઉપર સ્વાર થયો. કેટલાક ઇંગ્રેજ સીપાઇઓ આસપાસ જોતા ઉભા હતા. વોલસે પોતાની તલવાર ઉઘાડી કરી, પણ **મોન્ટીયે** તેમ કરવાથી શક ઉત્પન્ન થશે એમ બીક લગાડી અને ઉઘાડી તલવાર ઢાંકવા સારૂ તેણે ધાબળો તાણ્યો જેથી પેલી પેટી જણાઈ આવી; પણ કોઇએ ટીકા કરી નહીં. વોલસને આ વાતની ખબર નહીં હતી. તેણે મોન્ટીયને સેકીન કરી ચાલવા માંડયું. તેની પછવાડે જવાનો વિચાર થવા લાગ્યો, પણ ઈંગ્રેજ સીપાઇઓની બીકથી તેણે મોટો રસ્તો છોડી ઝાડીમાં ચાલવા માંડયું.

# પ્રકરણ ૨ જું.

## લેનાર્ક.

અંધારૂં ઘણું થઈ ગયેલું હતું. મોન્ટીથની સાથે પોતાને જે વાતચીત થઈ હતી તેનો વિચાર કરતો તથા એવો કોણ શુરવીર મળશે કે જે પોતાના દેશને સ્વતંત્ર કરી આ પેટ્રીનો માલેક થશે એવા વિચારમાં વોલસ ઘોડો ઠેકાવતો ચાલ્યો જતો હતો એવામાં તેણે સામેની ટેકરી ઉપર ચંદ્રમાનું અજવાળું જોયું. હવે તેનું મન બીજા વિચાર ઉપર ગયું. આ વખતે તેણે પોતાની સ્ત્રી મેરીયનને ઘેર પાછા આવવાનો વખત આપેલો હતો, પણ હજી એલર્સલી પાંચ માઇલ છેટે હતું. તેણી હાલ એકલી બેઠી હશે અને દરેક ક્ષણે મારા આવવાની રાહ જોતી હશે. જીંદગી કરતાં પણ અધિક વહાલી એવી પોતાની પ્યારી સ્ત્રીના સુખના વિચારમાં તે સ્કોટલંડ અને તેનાં દુઃખ વિસરી ગયો. સ્કોટલંડ સ્વતંત્ર કરવાની પોતાની તાકાદ નહીં હતી, પરંતુ પોતાની પ્રીયાનું સુખ જાળવી રાખવામાં તે ખુશી માનતો હતો. ઘોડીને એડી મારી તે જલદી આ સુંદર ચાંદનીમાં આગળ વધ્યો.

માઉસ નદીપર જવાના ખુણા પાસે તે આવ્યો. એટલામાં "ખુન" એવો શબ્દ તેને કાને પડ્યો. તેણે પોતાનો ઘોડો ઉભો રાખી બરાબર સાંભળ્યું. હથીવારોના ખડખડાટથી તેણે જાણ્યું કે એ અવાજ ડાબી બાજુની બીણ તરફથી આવ્યો હતો. તુરતજ તે પોતાના ઘોડા ઉપરથી ઉતર્યો, અને તલવાર ખેંચી મીયાન ફેંકી દીધું. એક સીપાઇને પોતાનો ઘોડો સાચવવા આપી, બાકીના ત્રણ સીપાઇઓને પોતાની સાથે લઈ જે દીશા તરફથી અ-

વાજ આવ્યો હતો તે દીશા તરફ તે ચાલ્યો.

ત્યાં આવીને જુએછે તો બે રંગીન કપડાં પેહેરેલાં માણસોને ભીંતને અઢેલીને ઉભેલાં જોયાં, અને તેમના ઉપર એડવર્ડના અસંખ્ય માણસો તુટી પડ્યાં હતાં. આ દેખાવ જોઈ વોલેસની સાથેના ત્રણ સ્કોટ એટલાતો જુસ્સામાં આવી ગયા કે પેલા હુમલો થએલા બે આદમીઓને હીમત આપવા સારૂ તેઓએ પોતાનું બ્યુગલ વગાડ્યું, અને પોતાના બહાદુર સરદાર સાથે દુશ્મનો ઉપર તુટી પડ્યા અને દરેક માણસને ઠાર કરવા લાગ્યા.

આવી ઓચિંતી મદદ આવી પોહોચવાથી પેલા બે આદમીમાંનો એક જેણે બુમ પાડેલી હતી તેને બહુ હીંમત આવી એક વિકાળ સિંહની માફક છલંગ મારી તે દીવાલ પાસેથી દુશ્મનો ઉપર કુદી પડ્યો, પણ તેમ કરતાં તેના વાંસામાં એક ઘા લાગ્યો જેથી તે પોતાના દુશ્મનના મોં આગળ પડી જાત, પરંતુ વોલેસે વચ્ચે આવી પોતાના ડાબા હાથમાં તેને પકડ્યો અને જમણા હાથથી રસ્તો કરી પોતાના બહાદુર માણસો જે ઘણી ઉલટથી લડતાં હતાં તેમને ઘર તરફ ચાલવા ફરમાવ્યું. આમ કહીને તેણે પેલા બેશુધ થએલા આદમીને પોતાના માણસોને સોંપ્યો. બીજો માણસ જેના અવાજથી વોલેસનું ધ્યાન ખેંચાયલું હતું તે પોતાને થએલા જખમોથી તેજ વખતે મરી ગયો.

બે સીપાઇઓએ પોતાના ધણીનો હુકમ માથે ચડાવી પેલા બેશુધ થએલા આદમીને ઘોડા તરફ લઈ ગયા. પણ ત્રીજો સીપાઈ દુશ્મનોથી ઘેરાઈ જવાને લીધે ચાલી શક્યો નહીં. તુરતજ વોલેસ તેની મદદે આવ્યો અને તેને છોડાવ્યો; પણ આ જખમી થએલો સ્કોટ ચાલતો હતો

એવામાં એક નીચ આદમીએ તેના ઉપર ઘા કર્યો જેથી તેનું ધડ તથા માથું જુદું પડત પણ સારાં નસીબે વોલેસે તે સખ્સને તરવારનો એક ફટકો માર્યો જેથી તે જમીન ઉપર પડયો.

આ વખતે દુશ્મનની આખી ટોળીએ એક ભયંકર ચીસ પાડી "ખુન ! " દગો !—આરથર હેસલરીજને કતલ કર્યા! આ બુમ ધીમે ધીમે મોટી થતી ગઈ. પડોસના લોકો ઘરની બારીઓ ઉઘાડી જોવા લાગ્યાં; લોકો હથીયારબંધ અગર બીન હથીયારવાળાં આ બુમરાણનું કારણ જાણવાસારૂ ઘરમાંથી ધસી આવ્યાં. વોલેસને ઘણોખરો હરાવી દીધો હતો; સો તરવારો તેની સામે ખેંચાયલી મશાલના અજવાળાથી જણાણી. પણ જ્યારે આ બધી તલવારો પોતાના શરીર ઉપર પડવાની છે એવો વિચાર તે કરવા લાગ્યો કે તુરત તેના પગ પાસેની જમીનમાં બાકો પડયો, અને પોતે ઘોર અંધારામાં અદર્શ થઈ ગયો.

એક મોટા સાવરણીના ઢગલા ઉપર તે પડયો; એ જગોએ કોઇ ભોંયરૂં હશે અને આ મોટા ટોળાના વજનથી ઉપરની મટોડી ખશી જવાથી તે અંદર પડયો, પણ તુરત ઉભો થયો. કેટલાએક દુષ્ટ લોકો જેઓ તેની સાથે અંદર પડયા હતા અને જેઓ પડતાં અથડાયા કુટાયા હતા તેઓ તેના ઉપર ગાળોના વરસાદ વરસાવતા હતા. આટલું છતાં પણ અંદરના રસ્તામાંથી જરા અજવાળું પડતું હતું તેની મદદથી તેણે એક અરધું ઉઘાડેલું બારણું જોયું અને ત્યાં ગયો. આ બારણામાંથી જરા અજવાળું આવતું હતું તે પણ આથી બંધ થયું જાણી લોકો બુમે-બુમ પાડવા લાગ્યા. પણ તેઓ તેની પાછળ જવા શકિતવાન નહીં હતા. પણ વોલેસ પોતે કેવા ભયમાં; હતો તે

જાણતો હોવાથી પડખેના ઓરડામાં જઈ એક બારી ઉગાડી લેનાર્ડ ટેકરી નીચે કુદી પડ્યો.

તેના નાશી જવાથી પેલા આદમીઓ જે ગાળો દેવા લાગ્યા તે તેણે ઘણે છેટે ગયો ત્યાં સુધી સાંભળી. ડુંગરોની ગાળીમાં ને નદીઓ ઓળંગી એલર્સલીની વાડી પાસેની ટેકરી સુધી તે આવ્યો, અને ત્યાંથી કુદકો મારી તે વાડીમાં પેઠો. તેની સ્ત્રી મેરીયનની આ પ્રીય જગો હતી! આ જગોની મધુર મંદ મંદ સુગંધથી તેને હીંમત આવી કે હવે હું સહીસલામત છું, અને ધીમે ધીમે ઘર તરફ ચાલ્યો. વાડીમાં જવાના બારણા પાસે આવ્યો ત્યારે તે ઉઘાડું જોયું. જે સખ્સને પોતે બચાવ્યો હતો તે સખ્સના બિછાના ઉપર બેશી પેલા આજારીની સારવાર કરતી તેણે પોતાની વહાલી સ્ત્રીને જોઇ. હાલબર્ટ તેના જખમો ઉપર પાટો બાંધતો હતો.

વોલેસ જરાવાર અટક્યો અને જોયું કે પોતાની પ્યારી સ્ત્રી એક પરોપકારનું કામ કેવી ખુશીથી કરેછે. પોતાના સુકુમાર હાથમાં એક પ્યાલો લઈ તેણી પેલા પરદેશીને પાણી પાતી હતી. તે વખતે તેણીના લાંબા કેશ અંબોડામાંથી છુટા પડી પેલા શખ્સના રૂપેરી કાનશીયા સાથે મિશ્રીત થઈ ગએલા જણાતા હતા.

હર્ષથી ઉભરાઇજઈ ગદ ગદ કંઠે તેણીના ભરથારે કહ્યું 'મેરીયન!' પોતાના વહાલા ભરથારનો સાદ સાંભળી તેણીએ ખુશીની બુમ પાડી અને એકદમ દોડી જઈ પોતાના પ્રાણાધારને બાઝી પડી. તેણીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તેણે ડુસકાં ભરવા માંડ્યાં. તેણી તેની છાતી સાથે વળગી પડી. તેને એકલી મુકી વોલેસ આ પેહેલીજ વખત બહાર ગયો હતો. તે પાછો આવશે કે નહિ એ તે

ણીને બહુ બીક હતી. રાત્રીનો આ વખત-થએલી લડાઈ-લોહીલોહાણ પરોણો! પણ હાલ તેણીનો ભરથાર પાછો આવ્યોછે અને સહીસલામત છે!

તેણી બોલી ઉઠી 'શું તમે, ખરેખર, આંહી છો!' તેના કપાળમાંથી લોહી તેણીના ચેહેરા અને છાતી ઉપર પડ્યું; તેણી દુખથી બોલી ઉઠી 'અરે, મારા વોલ્લેસ!' 'બીહીશ નહીં, મારી પ્યારી! જ્યારે આપણો જખમી થએલો સ્વદેશી હયાત છે ત્યારે સઘળું સારૂં છે'

તેણીએ કહ્યું 'પણ તમારા કપાળમાંથી લોહી નિકળેછે!' અમુએ તેણીના અવાજને હવે અટકાયત કરી નહિ. બીકથી તેણીનો ખુશીનો આવેશ બંધ થયો; અને આ જખમથી તેણીનો વહાલો ભરથાર મરી જશે એવી તેને બીક લાગી.

પેલા પરદેશીએ પુછ્યું 'હું આશા રાખુછું કે મારા બચાવનારને કાંઈ ઈજા થઈ નહિ હોય'.

પોતાના કપાળ ઉપરના વાળ આઘા કરી વોલ્લેસે કહ્યું 'અરે કાંઈ નહિ! એક સેહેજ જખમ!' પોતાની સ્ત્રીના ચેહેરા ઉપરથી તેણે જાણ્યું કે ધારવા કરતાં જખમ વધારે મોટો હશે!

તેની સ્ત્રી મોત જેવી ફીકી પડી ગઈ હતી તેણે કહ્યું "મેરીયન, તું નકામી બીહેછે. તે બાબત તારી ખાતરી થવા સારૂ હું તારી પોતાની પાસે મારૂં ઓષધ કરાવીશ; અને મારા જખમની સારવાર સારૂ તારી નાડી સીવાય બીજા કોઈ શસ્ત્રોપચારની મારે જરૂર નથી."

જ્યારે લેડીવોલ્લેસે તેનો આનંદી અવાજ હસતે વદને સાંભળ્યો ત્યારે તેને જરા હીંમત આવી. પેલા પરદેશીના ઊંડા જખમો જેને મલમ પટો કરવામાં તેણે હમણાંજ મ-

દદ કરી હતી છતાં તે જીવેછે તે સમજણે યાદ લાવવાથી તેણીને હિમત આવી કે પોતાના વહાલા પતીને કાંઈ અ-ડચણ આવવાની નથી પોતાના ધણીની બાથમાંથી ઉઠીને તેણીએ પેતાની કમરે બાંધેલી શણની દોરી છોડી, અને હાલબર્ટ જખ્મ ઉપર દવા નાંખ્યા પછી તેણીએ પાટો બાંધવા માંડ્યો; પણ જ્યારે તેણીએ પોતાના ભરથારના લમણા ઉપરથી વાળ ઉંચા કર્યાં ત્યારે લોહીના ખરેટા તે-ણીની નજરે પડ્યા, જેથી તેણીને તમશ આર્વા ગઈ. થોડીવાર તે ઉભી રહી; અને પોતાના ભરથારને પરોણા સાથે ખુશનુમાં વાતચીત કરતો જોઇ તેણીને ફરી હીંમત આવી, અને જખ્મને બાંધી લીધો. જ્યારે પાટો બંધાઈ રહ્યો ત્યારે તેણીએ પોતાના પ્રીય સ્વામીનાથના ગાલ ઉ-પર એક નરમ ચુમી લીધી, અને તેની ગોદમાં ધ્રુજતી ધ્રુજતી આવીને બેઠી.

પરોણાએ કહ્યું 'શુરવીર વોલેસ! જે શખ્સ પોતાની જીંદગીને માટે આજ તારો આભારી થયો છે, તેનું નામ ડોનાલ્ડ-અરલઓફમાર છે. વોલેસે કહ્યું 'મારા દેશને અતિ મુલ્યવાન એવી જીંદગી મેં બચાવી માટે હું કીરતારનો મો-ટો આભાર માનુંછું!'

લોર્ડમારે કહ્યું 'ખરેખર તું પરમેશ્વરનો ઉપકાર માન! કારણ આજ રાત્રીએ ઈંગ્રેજોને બરાબર ખબર પડી હશે કે હજી જોરજુલમ તથા દગલબાજીને અટકાવનાર સ્કોટ-લંડમાં એક પુરૂષ છે.'

લેડીવોલેસ જેનું મન હજી પોતાના વહાલા ભરથારની બીકમાં હતું તેણે પુછ્યું ' શું હજી કાંઈ દગલબાજી મારા સ્વામીનાથ ઉપર થવાની છે?' લોર્ડમારે જવાબ આપ્યો 'સરવીલીયમ વોલેસના સામે કાંઇ નથી. પણ આપણા

દેશ ઉપર કેવો શતમ ગુજરેછે તે આપણે જોઇએ છીએ; કેવા દગાફટકાથી આપણા દેશને કબજ કર્યો તે આપણે જાણીએ છીએ; અને આ બંનેની અસર મેં આજ રાત્રીએ જાતે અનુભવી છે લેનાર્ક માહિના અંગ્રેજોએ એક લશ્કરી ટુકડી બોથવેલ કાસલ જ્યાં મારૂં કુટુંબ હતું ત્યાં મોકલી, એવાં બહાનાંથી કે તે કીલાનો ઉમરાવ હજીસુધી આવ્યો નથી માટે તે એડવર્ડની વિરૂદ્ધમાં હશે, અને એ વાત નકી કરવા સારૂ તેના ઘરની જડતી લઇ કાગળ પત્રથી પત્તો મેળવવો. હું મારા સાળા લોર્ડબોથવેલનો પ્રતિનિધિ હતો, તેથી મેં તેઓને કીલામાં આવવા દીધા નહિ, એવું જાણીને કે, તેઓ માત્ર લુંટફાટ કરનારી ટુકડી હશે. બીજે દિવસે વધારે મોટું લશ્કર લઇ આવવાના સોગન ખાઇ તેઓ પાછા ગયા. આ કામ તેઓને સોંપેલું છે કે નહિ તેની ખાત્રી કરવાને તથા જો ખરૂં હોય તો વગર કારણે આવો જુલમ કરવા સામે અપીલ કરવાના ઇરાદાથી હું તેઓની પછવાડે લેનાર્ક શેહેર તરફ ગયો.

'ત્યાંના હાકેમ હેસલરાજને હું મળ્યો. તેણે આ વાત કબુલ કરી, પણ આસપાસ મારૂં બળ વધારે જોઈ તે બીનો, અને જ્યાં સુધી મારૂં કુટુંબ બોથવેલ કીલામાં રહે ત્યાં સુધી તેને કાંઈ હરેકત નહીં કરવા તેણે કબુલત આપી. અંધારૂં ઘણું થઈ જવાથી મેં રજા લીધી, અને ચોકમાં મારા માણસો પાસે હું જતો હતો એવામાં એક જુવાન માણસે મને બોલાવ્યો. મારા કીલામાં જે ટુકડીને મેં દાખલ થવા દીધી નહીં હતી તેનો તે સરદાર હતો. તેણે મને કહ્યું કે મારો કાકો એક અગત્યની વાત કહેવી તમને ભુલી ગયા માટે ચાલો, હેસલરીજે મને વાતચીતમાં કહ્યું હતું કે તે મારો ભત્રીજો થાયછે, તેથી તેની સાથે જવા મેં

કાંઈ આનાકાની કરી નહીં. પણ જે ઓરડામાં પ્રથમ મેં **હેસલરીજ** સાથે વાતચીત કરી હતી તે ઓરડામાં નહીં લઈ જતાં તે મને એક અંધારે રસ્તે થઈ બીજા ઓરડામાં લઈ ગયો, અને હેસલરીજને મોકલુંછું એવું કહી બારણાં બંધ કરી તે ચાલ્યો ગયો. હવે મને જણાયું કે મને કેદ કર્યો છે, અને મારા નિરાધાર કુટુંબની શી અવસ્થા થશે એવી બીકથી મેં બારણું ઉઘાડવા માંડ્યું પણ કાંઈ વળ્યું નહીં. હું નાઉમેદીમાં બેઠેલો હતો તેવામાં બારણું ઉઘડ્યું અને બે માણસો પોતાના હાથમાં હાથકડી લઈ આવ્યા. રાજા **એડવર્ડ**નો હું કેદી છું એમ કહી તેઓ મને પકડવા આવ્યા. વધારે વાત નહીં સાંભળતાં મેં મારી તરવારથી એકને ઠાર કર્યો અને બીજાને જખમી કર્યો; ત્યાંથી નીકળી હું ગવરનરના ઘર પાછળની શેરીમાં આવ્યો. દરવાજામાંથી નિકળતાં હું કોઈની સાથે અથડાયો; તે મારો ચાકર **નીલ** હતો. મેં તેને ઉતાવળમાં કહ્યું કે તારી તલવાર કાઢી મારી સાથે ચાલ. અમે આગળ ચાલ્યા. મારા ચાકરે કહ્યું કે તમને આવતાં વાર થઈ તેથી રાત કેટલી ગઈ હશે તે જોવા સારૂ હું બહાર આવ્યો હતો અને બાકીનાં આપણાં માણસો ઘરમાં આપની રાહ જોતાં બેઠાં છે.

'મારા છુટકારાથી હું ખુશી થયો અને **હેસલરીજ**ના દગાથી પરીણામ સારૂં નહીં આવે એવું ધારી હું મારા કુટુંબના બચાવ સારૂ પગે આગળ ચાલવા લાગ્યો. પણ બોથવેલ તરફ જવાના રસ્તાના નાકા આગળ અમને હથીયારબંધ માણસોએ ઘેરી લીધા. ચંદ્રના અજવાળાથી તેઓ ઈંગ્રેજ હતા એમ જણાયું, અને **હેસલરીજ** તેઓનો સરદાર થઈ આવ્યો હતો.

'તેણે પોતાની ફરશીથી મારા માથા ઉપર ઘા કર્યો અને હર્ષથી તેનાં માણસોને કહ્યું "બોથવેલ લુંટો મારા શુરવીરો! તેના અમીરને મારો! લેડી હેલન સિવાયનું બધું તમારૂં છે!"

'એક ક્ષણવારમાં સઘળાએ પોતાની તલવારો મારા તરફ ખેંચી, અને મને કેટલીક જગોએ જખમી કર્યો. પણ મારી પુત્રીનો વિચાર મનમાં આવતાં મને બમણું શુર ચઢ્યું, અને મારા માણસની બુમ સાંભળી તમે અમારી મદદે આવ્યા ત્યાંસુધી મેં મારો બચાવ કર્યો. પણ હું આંહીં સહીસલામત બેઠોછું એવામાં કદાચ મારા ઘાતકી દુશ્મનો બોથવેલ ગયા હશે અને મારી વહાલી પુત્રી ઉપર જુલમાટ ગુજારતા હશે. મારી છોકરીનું રક્ષણ કરવા ત્યાં માત્ર થોડા ચાકરો, મારો નાનો ભત્રીજો અને મારી સ્ત્રી સિવાય બીજું કોઈ નથી.'

વોલેસે કહ્યું 'હીંમત રાખો, હું ધારૂંછું કે એ ઘાતકી સરદાર મારે હાથે મરાયો છે એવી તેના સીપાઇઓની બુમ મેં સાંભળી છે.'

એવામાં વાડીમાંથી એક માણસે દોડતાં આવી કહ્યું 'મારા વહાલા સરદાર, તમારો બચાવ કરો! દુશ્મનો તમારી પાછળ આવેછે.'

આમ કહી તે વોલેસનાં પગ આગળ બેશુદ્ધ થઈ પડ્યો. આ શખ્સનું નામ ડુગાલ્ડ હતું, અને હેસલરીજના પંજામાંથી તેને વોલેસે બચાવ્યો હતો. તે જખમી થયો હતો તેથી તેને એલર્સલી આવતાં આટલીવાર લાગી હતી.

હાલબર્ટને આ શખ્સની સારવાર કરવાનું વોલેસ કહેતો હતો એવામાં લડાઇની બુમ તેને કાને પડી. દુશ્મનોએ અંદર આવવા માગ્યું, અને હથીઆરના ખણખણાટથી આખું ઘર દુશ્મનોથી ઘેરાએલું હોય એમ જણાયું.

લેડી મેરીયને એક વિકાળ માણસને બોલતાં સાંભળ્યો કે "ખુનને બદલે ખુન! હેસલરીજના ખુનને બદલે વોલેસ ઉપર વેર લ્યો!" મેરીયને પોતાના ભરથારને ઘાભરી બની જઈ કહ્યું "ભાગો, ભાગો!" વોલેસે તેણીને પોતાની બાથમાં લઈ પુછ્યું "ક્યાં? તને અને આપણા જખમી થએલા મીજમાનને એકલાં મુકવાનો આ વખત નથી, માટે હું તેમની સામો થઈશ."

લોર્ડમાર કહ્યું 'હમણાં નહીં! તેઓ કેટલા બધા છે તે તમે સાંભળતા નથી? સાંભળો, પેલી બુમ! લોહીને વાસ્તે તેઓ તરસ્યા છે. જો તમે તમારી સ્ત્રીને ચહાતા હો અને તેને સારૂં તમને દયા આવતી હોય તો એક ક્ષણની પણ વિલંબ કરો નહીં. ફરી—'

બુમરાણ વધવા માંડયું; લેડી વોલેસની દાસીઓ તેઓના રાત્રીના પોશાકમાં ચીચીયારી પાડતી દોડી આવી. તેઓની શેઠાણી તેણીના ભરેથારની છાતી ઉપર હાંફતી હાંફતી પડી હતી.

આ ભય પામેલી દાસીઓએ રડતાં રડતાં કહ્યું 'અરે સરદાર! આપણું શું થશે? અંગ્રેજ લોકો દરવાજા સુધી આવ્યા છે, અને આપણો નાશ કરશે!' વોલેસે કહ્યું 'બીહીશો નહીં; તમે તમારા ઓરડામાં જાઓ; એ લોકો મને શોધવા આવ્યા છે, બીજાને નુકશાન કરશે નહીં.'

આ ખાતરીથી શાન્ત થઈ દાશીઓ પોતાના ઓરડામાં ગઈ. અરલમાર જે તેને નાશી જવા માટે બહુ સમજાવતો હતો તેને વોલેસે કહ્યું કે આવી બારીક વખતે હું મારી સ્ત્રીને એકલી મુકી જવાનો નથી.

તેણીએ ભાંગેતુટે અવાજે કહ્યું 'મને એકલી મુકી જતા

રહો નહીંતો હું મરીશ ! ' આ ભલી સ્ત્રી આમ બોલતી હતી એવામાં દરવાજા ઉપર જબરો ધસારો થવા લાગ્યો. વોલિસનાં ત્રણ બહાદુર માણસો હાંફતાં હાંફતાં અંદર આવ્યાં હુમલો કરનારાઓમાંથી બે માણસો બારી ઉપર ચડવા જતા હતા તેવામાં તેમને ધક્કો મારી નીચે નાંખ્યા. વોલિસના માણસોએ તેને કહ્યું કે હવે તમે સંતાઈ જાઓ, નહીંતો તમારા માણસ દરવાજો વધારે વખત સાચવી શકશે નહીં, અને દુસ્મનો અંદર દાખલ થશે.

હાલબર્ટે કહ્યું "હા, મારા બહાદુર સરદાર, આપણી વાડીને છેડે એક ખાલી કુવો છે, અને તેને તળીએ તમે સહી સલામત રહી શકશો."

લેડી મેરીયને તેના ધણીને પગે પડી કહ્યું "વોલેસ, તું જો મને ચહાતો હો, અગર તારા દાદાને માટે તને માન હોય તો અમારી સૌની ખાતર આ આપણો નિમકહલાલ ચાકર હાલબર્ટ કહેછે તેમ કર ! તારી જીંદગી ને સારૂં ઘુંટણીએ પડી બંદગી કરવામાં હું મારી જીંદગીની માગણી કરૂંછું. ! સર રોનાલ્ડની જયફી અવસ્થા ઉપર તું દયા લાવ, કારણ તારા અકાળ મૃત્યુથી તે પોતાનો પ્રાણ ખોશે ! હું સગર્ભા સ્થીતિમાં છું તે હમેલ ઉપર તું દયા લાવ ! મારા વોલેસ, જો તું મને જીવતી જોવા ચાહાતો હો તો ભલો થઈને નાસીજા, નાસીજા !"

વોલેસે તેણીને પોતાની છાતી સાથે દાબીને કહ્યું "અરે મારી જીંદગીના ફીરસ્તા ! હું તારા શબ્દોને તાબે થાઉંછું. પણ જો તારા પવિત્ર શરીર ઉપર આ હરામખોરોમાંથી કોઈ હાથ ઉગામશે તો—"

હાલબર્ટે તેને બોલતાં અટકાવી કહ્યું "મારા શુરવીર સરદાર, એમ શા વાસ્તે વિચાર કરોછો; તેઓતો માત્ર

તમને શોધે છે; પણ જો તમને આંહી જોશે નહીં તો તમારી સ્ત્રીને હરકત નહીં કરતાં તમારી પાછળ લાગવા તેઓ ઘણા આતુર હશે.

**મેરીયને** તેના કાનમાં કહ્યું "હું સહીસલામત રહેશ, પણ તમે નાસી જાઓ. જ્યાં સુધી તમે આંહી રહેશો ત્યાં સુધી તેઓની બુમોથી મારો પ્રાણ જાય છે."

**વોલેસે** કહ્યું "પણ તારે મારી સાથે આવવું પડશે, આપણે બધાં કુવામાં રહી શકીશું. પણ પેહેલાં હાલબર્ટ અને તમે સૌ મળી **લોર્ડમારને** સાચવીને કુવામાં ઉતારો. લડાઇનું મુખ્ય કારણ તે હોવાથી જો માલમ પડશે તો પ્રથમ તેને મારી નાંખશે."

**લોર્ડમારે** આ વાત કબુલ રાખવાથી તેને વાડીમાં લઇ ગયા, તેની પાછળ **સરવીલીયમ વોલેસ** અને તેની સ્ત્રી ગયાં. દુશ્મનની દરેક બુમથી તથા દરવાજા ઉપર થતા ઘસારાથી તે બીહીતી હતી, પણ **વોલેસ** તેણીને હીંમત આપતો હતો.

કુવા પાસે આવ્યા ત્યારે તેઓએ **લોર્ડમારને** અંદર ઉતારવા સારૂ દોરડાંથી બાંધેલો જોયો. ઘણી સંભાળથી તેને અંદર ઉતાર્યો. ત્યારપછી **વોલેસને** ઊતારવા સારૂ તેની વહુએ હઠ લીધી, પણ તેમ કરવા જતાં પેહેલાં **વોલેસને** યાદ આવ્યું કે મારી બાજુએ બાંધેલી લોઢાની પેટી અંદર ઉતરતાં કદાચ **લોર્ડમારને** વાગે માટે તેને પેહેલાં અંદર ઉતારો.

**લોર્ડમાર** નીચે પેટી છોડતો હતો એવામાં વિજયની બુમ તેણે સાંભળી. અંગ્રેજ લોકોની એક ટુકડી ડુંગરા ઉપર થઇને વાડીમાં પેઠી હતી, અને કુવાથી થોડે દુર તેઓ હતા. **વોલેસથી** હવે નીચે ઉતરાય તેમ નહોતું.

તેઓ જ્યાં ઉભા હતા ત્યાં એક ઓકનું ઝાડ હતું તે ઉ-
પર ચડી જવા તેની સ્ત્રીએ તેને સમજાવ્યો. અને પોતે
બુઢા **હાલબર્ટ**નો હાથ પકડી પાસેની ઝાડીમાં સંતાઈ ગઈ.
બીજા બે ચાકરો હતા તે પણ નાશી ગયા.

**વોલેસ** એકલો રહેવાથી ઝાડ ઉપર ચડી ગયો, અને
ઉપરથી દુશ્મનોને જોવા લાગ્યો. '**આરથલ હેસલરીજ**ને
મારનારનું વેર લેવું' એમ બોલતા તેઓ નીચે થઈને
ચાલવા લાગ્યા. એક ચળકતા બકતરવાળો સખ્સ જે
તેઓનો **સરદાર** હતો તે ઝાડ નીચે ઉભો રહ્યો, અને
દીવાલ કુદતાં તેને પગે વાગ્યું હતું તેથી થોડી વાર ત્યાં
ઉભા રહેવા તેણે ફરમાવ્યું. કેટલાક સીપાઈઓ તેના
પાસે ઉભા રહ્યા, પણ તેઓને તેણે **વોલેસ**ના ઘરની
જડતી લેવા તથા તેને મુવેલો અગર જીવતો પકડી
લાવવા મોકલ્યા. તેઓ ગયા, પણ બીજા લોકો દરવાજો
ઉઘાડી અંદર પેઠા હતા તેઓએ આવી કહ્યું કે **વોલેસ**ના
પતો મળતો નથી.

તેઓમાંના એક આદમીએ કહ્યું "પણ આ એક
સુકુમાર સુંદરી આવી અને તે આપણને **વોલેસ** ક્યાં સં-
તાયો છે તે ખબર આપશે." તેવામાં **મેરીયન** અને
**હાલબર્ટ** એક ટોળી સાથે ત્યાં આવી પોહોંચ્યા. સીપા-
ઇઓના હાથમાંની મશાલનું અજવાળું તેણીના મોં ઉપર
પડતું હતું. અગર જો કબર ઉપરના આરસપહાણ જેવી
તે ફીકી જણાતી હતી, તોપણ, તેણીની મુખાકૃતી એવી-
તો ખુબ સુરત હતી કે તેઓ તેણીના તરફ માન અને
આશ્ચર્યતાથી જોવા લાગ્યા.

લેડી **વોલેસ**ની પાસે જઈ પેલા સરદારે કહ્યું "સીપા-
ઇઓ, પાછા હઠો ! બાઈ તમે બીહીતાં નહીં." આમ

બોલતાંજ ઝાડ ઉપર તીરનો **વરસાદ** વરશ્યો. ઝાડની ડાળીમાં ખડખડાટ થવાથી પાસે ઉભેલા તીરકામઠાંવાળાઓએ તે તરફ તીર ફેંકયાં જેનાથી બીહીને એક મોટું પક્ષી પોતાના માળામાંથી બહાર આવ્યું.

સઘળું ફરી શાંત થઇ જવાથી **મેરીયને** ધાર્યું કે તેણીના ધણીને કાંઇ ઈજા થએલ નહિ હોય અને પેલા સરદાર તરફ જોયું તો પોતાની રજા શિવાય તીર ફેંકવા સારૂ તેણે તેઓને સખ્ત ઠપકો આપ્યો. ત્યાર પછી તેણે **મેરીયન** સામું જોઇ કહ્યું "આ તપી ગયેલા મિજાજના માણસોએ તમારા મનમાં જે દેહેશત ઉત્પન્ન કરી હોય, અગર તમારા જેવી સુકુમાર અને નાજુક સ્ત્રીને આંહી લાવતાં કાંઈ જોર જુલમ કરેલ હોય તો, બાઇ સાહેબ મને ક્ષમા કરજો. તમારા જેવી કોઇ સ્ત્રી આંહી મળશે એવું મારા જાણવામાં હોત તો હું આવો જુલમ થવા દેત નહિ. પણ મને આંહીં **સરવીલીયમ વોલેસને** શોધવા મોકલેલછે, કારણ તેણે **લેનાર્કના** ગવરનરના ભત્રીજાને મારવાથી પોતાની જીંદગી ખોઇ છે. **હેસલરીજના** મુડદા પાસે તેની તલવારનું મીયાન પડેલું હતું એ તેના ગુનાહની મોટી સાબેતી છે. તે ક્યાં છે તે અમને બતાવો એટલે તમે છુટાં થશો, એટલુંજ નહિ પણ તમારી વફાદારી માટે ઇંગ્લાંડનો રાજા તમને મેહેરબાનીથી નવાજશે.

ગરીબ બિચારી **મેરીયને** જરા હીંમત લાવી કહ્યું "હું **સરવીલીયમ વોલેસની** પત્ની છું, અને તમે શી સત્તાથી તેની શોધ કરોછો તથા તેને ગુનેહગાર ગણોછો તે હું સમજી શકતી નથી."

"જે કાયદાનું તેણે ઉલ્લંઘન કર્યુંછે તે કાયદાની સત્તાથી બાઇ સાહેબ, તેણીએ પુછ્યુ 'કયા કાયદાની ? સરવીલીયમ

**વોલેસ** પોતાના પરમેશ્વર અને દેશ શિવાયના કોઇ કાયદાને માનતા નથી આ બંનેમાંથી એકેના કાયદાનું તેણે ઉલ્લંઘન કર્યું નથી."

સરદારે જવાબ આપ્યો "આજ રાત્રીએ તેણે **લેનાર્કના** રસ્તામાં **આરથર હેસલરીજ**ને મારી નાંખ્યો, અને રાજા **એડવર્ડ**ના છેલા ઢંઢેરા મુજબ તેથી તે ગુનેહગાર થઇ ચુકયો; કારણ તેમાં એવું લખેલુંછે કે સ્કોટલંડના શેહેરોમાં ઘેરો ઘાલી પડેલા ઇંગ્રેજ સીપાઇ અગર અમલદારનું કોઈ પણ સ્કોટ અપમાન કરશે તો તે ગુન્હાની શિક્ષા બદલ તેને પોતાની જીંદગી આપવી પડશે."

**મેરીયને** કહ્યું "સાહેબ, આવા જુલમી કાયદાને કોઇ સ્વતંત્ર સ્કોટ તાબે થશે નહિ! પણ કદી મારા સ્વદેશીઓએ એ કાયદો કબુલ રાખ્યો હોય તોપણ આ અમુક કેસમાં તે બીલકુલ લાગુ પડતો નથી. **વોલેસ** સ્કોટ છે તેથી તે મગરૂર છે. અને **લેનાર્ક**ના રસ્તા ઉપર અંગ્રેજ લોકોને અપમાન કરવા માટે હું મગરૂર નથી; પણ જ્યારે બે નીરાધાર માણસને એક મોટા હથીયારબંધ ટોળાએ ઘેરી લીધેલા મારા પતીએ જોયા ત્યારે તેણે તેઓના બચાવ સારૂ પોતાની જીંદગી જોખમમાં નાંખી! આ એમાંનો એક માણસ ઘણા જખમ વાગવાથી મરી ગયો, અને તમારા ગવરનરનો ભત્રિજો આવી અયોગ્ય લડાઇ કરવામાં મરાયો એ પણ એક વાજબી ઇનસાફ મળ્યો ગણાય, અને **વીલીયમ વોલેસે** તેમાં કાંઇ ગુન્હો કર્યો ગણાય નહિ કારણ કે સો તલવારો જેના ઉપર ખેંચાયલી હતી એવા એક બુઢા માણસને બચાવવા સારૂ તેણે તેને મારી નાખ્યો છે."

તે સરદાર થોડીવાર અટક્યો અને પોતાના માણસોને

હજી વધારે દૂર ઉભા રેહેવા કહી તેણે **લેડીવોલેસનો** હાથ પકડવા માંડ્યો. તેણીએ તેની સામી થઈ કહ્યું "સાહેબ, તમારે જે કહેવાનું હોય તે મને છેટેથી કહો અગર મને રજા આપો."

તેણે જવાપ દીધો "હે સુકુમાર સ્ત્રી, હું તને ગુસ્સે કરવા માગતો નથી પણ જો મને તારા જેવી સુંદર સ્ત્રી હોત અને જો હું આવી આફતમાં આવી પડ્યો હોત તો હું આશા રાખુછું કે તેણી પણ મારી આબરૂ અને જીંદગી તારી માફક બચાવત. **આરથર હેસલરીજ** કેવી રીતે મરાયો એ બાબતની ખબર હું માત્ર તારીજ પાસેથી સાંભળુછું અને એ ખબર સાચીછે એમ હું માનુંછું, કારણ કે તે હીચકારો હતો. **વોલેસ** એક ખરો સ્કોટ્ છે, અને મારા કોઇ સ્વદેશી ઉપર જો કોઈ પરદેશી જુલમ ગુજારે તો તેને ઇંગ્લાંડમાં ગોલબર્ટ **હેંબલડન** કેવી સજા કરે તેમ **વોલેસે** આ વખત કરેલ છે. માટે ભલે તમે તમારા પતીને સંતાડી રાખો પણ તેને ઘણો દુર રાખજો. હાલ તો ગવરનરને એટલો ગુસ્સો ચડ્યો છે કે **લેનાર્ક** પ્રગણાનું કોઈ ગામ તે તપાસ કર્યા વિના રહેશે નહિ.

**લેડી વોલેસે** ઇંગ્રેજ અમલદારની આવી માયાળુ સલાહથી થોડા શબ્દમાં તેનો ઉપકાર માન્યો. **હેંબલડને** પોતાનું બોલવું જારી રાખ્યું "તમારા ઘરનો અંદરનો ભાગ ફરી નહીં તપાસવા માટે હું મારાથી બનશે તેટલી ભલામણ **હેસલરીજને** કરીશ. પણ હાલ લશ્કરી કાયદો ચાલતો હોવાથી તમારા મુલકની આસપાસ આવતી કાલ સવારથી મારે ચોકી પોહોરો રાખવો પડશે. આમ કરવાનું કારણ એટલુંજ કે કદાપી **વીલીયમ વોલેસ** પાછો આવે તો તેને પકડવા થાય."

ચિંતાતુર અંતઃકરણવાળી મેરીયને કહ્યું "મારો ભરથાર વધારે દુર હોત તો બેશક વધારે સારૂં થાત!" ઈંગ્રેજ સરદારે તેણીને દીલાસો આપી હાલ તુરત તો પોતાનું લશ્કર ત્યાંથી લઈ જવાનો પોતાનો વિચાર જણાવ્યો. જે લોકોએ હાલબર્ટને પકડ્યો હતો તેમના તરફ તેણે પોતાની તલવારથી નિશાની કરી, જેથી તેઓ પોતાના કેદીને લઈ તેની પાસે આવ્યા. તેણે પેલા કેદીને પોતાના હવાલામાં લઈ તેઓને બ્યુગલ વગાડવા કહ્યું. બ્યુગલવાળે તેમ કર્યું જેથી થોડીવારમાં સઘળું લશ્કર પોતાના સરદાર પાસે આવી ખડું થયું.

તેણે કહ્યું "સીપાઈઓ! વીલીયમ વોલેસ આપણા હાથમાંથી છટકી ગયોછે, માટે તમે તમારા ઘોડા ઉપર સ્વાર થાઓ એટલે આપણે લેનાર્ક જઈ શેહેરના બાકી રહેલા ભાગની તપાસ કરીએ. તમે આગળ ચાલવા માંડો અને હું પછવાડે આવુંછું."

સીપાઈઓએ હુકમ માથે ચડાવ્યો અને દરવાજામાંથી પાછા ચાલવા માંડ્યું. ફક્ત સરગાલબર્ટ હેમલટન એકલો લેડી વોલેસ અને તેના વિશ્વાસુ બુઢા હાલબર્ટ પાસે રહ્યો. પોતાના ધણીને છુપાઈ રેહેવાની જગા આગળ તેના આટલા બધા દુશ્મનોને એકઠા થએલા જોઈ મેરીયન જે ભયથી ધ્રુજતી હતી તેનો હાથ પેલા જુવાન ઈંગ્રેજ સરદારે પોતાના હાથમાં લીધો.

જ્યારે સઘળા સીપાઈઓ પોતાની નજર આગળથી દુર થયા ત્યારે મેરીયને કહ્યુ "હે અમીર અંગ્રેજ, તેં જે ઉદારતા આજ અમારી તરફ બતાવી છે તેનો ઉપકાર માનવા મારી પાસે પુરતા શબ્દો નથી, પરંતુ દૈવયોગે કદાપી તું અગર તારૂં કોઈ સંબંધી મારા વહાલા ભરથાર

વિલીયમ વોલેસના જેવી વિપત્તીમાં આવી પડે તો તેવે સમયે જે કીરતારે આજ રાત્રીએ તારા માયાળુ શબ્દો સાંભળ્યા છે તે સર્વ શક્તિવાન પરમેશ્વર તારા ઉપકારનો બદલો વાળશે !"

હૅમલડને કહ્યું "ભલી સ્ત્રી, તારી પ્રાર્થના સારૂ હું તારો ઉપકાર માનુંછું. બેશક એક સાચા સિપાઈ બચ્ચાને બદલો આપનાર માત્ર પરમેશ્વર છે. અને અગર જો હું મારા રાજાનો નોકર છું અને મારા ઉપરી સરદારોના ફરમાનને તાબે છું, તોપણ ખરા બદલા સારૂ હું પરમેશ્વર ઉપર આધાર રાખુછું. અને એ પરવરદીગારની નજરમાં આવે છે તો તે અમારી મેહેનતનો બદલો આંહી વિજય અને માનથી આપેછે, અગર તેમ નહીં તો મુવાપછી સ્વર્ગમાં તેનો બદલો અપાવેછે પણ એ બંને વાત ગીલબર્ટ હૅમલડનને તો સરખીજ છે. પણ હવે રાત ઘણી ઠંડી છે માટે ચાલો હું તમને તમારા ઘરમાં સહીસલામત પોહો-ચાડું અને પછી હે ભલી સ્ત્રી, તમારી પાસેથી હું રજા લઉં !"

લેડી વોલેસે તેમ કરવા હા પાડી, પણ તેટલામાં ઝાડ ઉપર ફરી ખડખડાટ થવાથી તે ઉતાવળી ચાલવા લાગી. હૅમલડને એ ખડખડાટ જોયો નહીં અને પોતે હાલ બ-ટને લઈ મેરીયન સાથે ઘેર આવી પોહોચ્યા.

પોતાના ઘરની આસપાસ દુશ્મનોને જોઈ તથા પોતા-ની પ્રાણથી પણ અધિક સ્ત્રીને તેઓના સરદાર આગળ કેદી બનાવી લાવેલી જોઈ વોલેસ પોતાને માથે સઘળું જોખમ વોરી લઈ તેઓના ઉપર કુદી પડત, પણ નીચેની ડાળી ઉપર પગ મુકી તેમ કરવા જતો હતો એવામાં તેણે હૅમલડનને પોતાની સ્ત્રી સાથે સભ્યતાથી વાત કરતાં જોયો અને તેથી વોલેસે પોતાનો વિચાર અટકાવ્યો. પોતાની

વહાલી મેરીયને આપેલા જવાબ તેણે ઘણી ખુસીથી સાંભળ્યા. અને જ્યારે પેલા ઈંગ્રેજ અમલદારે પોતાના માણસોને કાઢી મુક્યા તથા જે માણસને પકડવા સારૂ પોતે આવ્યો હતો તે માણસને ઉલટો નિર્ભય જગોએ સંતાડવા તેણે સલાહ આપી ત્યારે આવા ભલા અને બહાદુર દુશ્મનની રૂબરૂ આવી તેનો ઉપકાર માનવા વોલેસની મરજી થઈ આવી, પણ તેમ કરવાથી તેની લશ્કરી નોકરીમાં હું ખલેલ પોહોચાડીશ એવા ઇરાદાથી વોલેસે પોતાનો વિચાર ફેરવ્યો અને તેમ કરવા જતાં ફરી ઝાડમાં ખડખડાટ થયો હતો જેથી તેની વહાલી સ્ત્રીને વધારે બીક લાગી હતી.

વોલેસે કહ્યું " આ માણસની ભલમનસાઇએ વેર લેવાના મારા જોસ્સાને નરમ પાડી નાંખ્યો છે, નહીંતો હું, જ્યારે ઝાડ ઉપરે ચડ્યો ત્યારે મેં એડવર્ડના દરેક માણસના નાશ થવા સારૂ ઈશ્વરની સ્તુતી કરી હતી."

જાણે કોઈ સાંભળી જશે એવી બીકથી ધીમે અવાજે એક માણસે કહ્યું "સરવિલિયમ, મારા ખાવિંદ! મારા વહાલા સરદાર, બોલ, તું સહીસલામત છે કે ? " તે અવાજ વોલેસના નિમકહલાલ નોકર હાલબર્ટનો હતો.

વોલેસે ઝાડ ઉપરથી નીચે કુદકો મારી કહ્યું " શરીરે તેમજ મને હું સારો છું! માત્ર એક તીર મને અડક્યું અને તે પણ મારા બ્યુગલને અડકી નીચે પાતરામાં પડ્યું. ચાલો હવે આપણે જલદી મારી ભલી સ્ત્રી પાસે જઇએ. "

પાછા હડવાનું ઈંગ્રેજી બ્યુગલ સંભળાય ત્યાં સૂધી હાલબર્ટે તેને થોભવા કહ્યું. કારણ જ્યાં સુધી તેઓ નજરે દેખાતા તદન બંધ થાય ત્યાં સુધી વોલેસની સહી સલામતી તેને લાગતી નહોતી.

વોલેસે કહ્યું " સાંભળ, મારા વિશ્વાસુ હાલબર્ટ! તેઓના ઘોડા ડુંગર ઉપરથી નીચે ઉતરે છે." આમ કહી તે આગળ ચાલ્યો અને હેંબલડનને વળાવી પાછી આવતી પોતાની વહાલી મેરીયનને ઘરમાં જઈ મળ્યો. મેરીયન દોડીને તેને વળગી પડી અને ઘણી ખુશીના આવેશમાં તેની ડોક ઉપર મૂર્છાગત થઈ ગઈ. પેશ્તર દર્શાવી ગયા તે બનાવોથી તેણીનું કુમળુ મન બહુ ઉશ્કેરાઇ ગયું હતું. આવી જાતના બખેડા તેણીએ કદી જોયા નહિ હતા. અને અત્યાર સુધી તે પોતાના વહાલા ભરથારના લાડ તળે ઉછરી હતી તેથી તેણીના નાજુક મગજ ઉપર આવી અસર થાય એ કુદરતી હતું.

આજ સાંજરે તેણીના ઉપર શાં શાં સંકટ પડ્યાં હતાં તે જોઇએ. તેણીનો વહાલો ભરથાર એક ખુનનો આરોપી થયો હતો, મધ્ય રાત્રીની ઠંડીમાં દુશ્મનોએ તેણીને ઘસડી લાવી તેનો વહાલો પતી ક્યાં સંતાયો હતો તે બતાવવા ફરજ પાડી હતી. આ સઘળા બનાવો તેણીને નવા હતા અને અગર જો અત્યારસુધી તેણીને પરમેશ્વરે હીંમતવાન રાખી હતી. તોપણ જ્યારે પોતાના વહાલા પતીને તેણે જોયો ત્યારે તે તેના રક્ષણ તળે ગઈ અને તેની કોટે વળગી પડી હતી.

વોલેસ મોટેથી બોલી ઉઠ્યો "મારા પ્રાણાધાર! મારો ઉત્તમમાં ઉત્તમ ખજાનો! તારા વોલેસનો પ્રાણ બચાવનાર! મારી સામું એક વાર ફરીને જો! અને તારી મીઠી નજર મારી તરફ કર."

તેના અવાજ અને લાડથી મેરીયન તુરત શુદ્ધિમાં આવી તેની છાતી ઉપર પડી પડી તે રડવા લાગી, અને દુશ્મનનાં તીર તથા તેઓની બારીક તપાસમાંથી પોતાના

ભરથારનો બચાવ કરવા સારૂ પરમ કૃપાળુ પરમેશ્વરનો તે-ણીએ ખરા જીગરથી ઉપકાર માન્યો.

હાલબર્ટ વચે બોલી ઉઠ્યો "પણ મારી વહાલી શેઠાણી તું વિચાર કર કે મારા શેઠને આંહી વધારે વાર રોકવો નહિ જોઇએ. પેલા ઇંગ્રેજ સરદારે તેને ઘણો દુર સંતાડી રાખવા કહેલ તે તમને યાદ હશે. કદાચ તેને ફસાવવા સારૂ છુપા બાતમીદારો આસપાસ ફરતા હોય."

તેણીએ જવાબ દીધો "તું વાજબી કહેછે. મારા પ્રા-ણાધાર વોલેસ તું હવે આંહીથી નાસીજા. ચોકીદારો જ-લદી આવી પહોચશે તો તું નાહાસી જઈ શકીશ નહીં. તારે હવે જવું જોઇએ—પણ અરે ક્યાં?" વોલેસે કહ્યું "મારી વહાલી! હું તારાથી વધારે દુર જવાનો નથી. તને છોડી જવામાં હું આ દુનીયામાં મારી વહાલામાં વહાલી ચીજ છોડી જાઉંછું ત્યારે વિચાર કરકે હું વધારે દુર કેમ રહી શકું? નહિ! હું જ્યારે શિકારે જતો ત્યારે કાર્લંટનના ડુંગરામાં મેં ભોંયરાં શોધી કહાડ્યાં છે જ્યાં હું નથી ધા-રતો કે આજ દીન સુધી કોઈ ગયું હોય, સૂર્ય ઉગતા પે-હેલાં હું ત્યાં જઈ પહોચીશ અને સાંજરે તું હાલબર્ટને તારા તરફના શુભ સમાચાર લઈ મારી પાસે મોકલજે, તારી બનાવેલી સુંદર કવિતાની ત્રણ કડી તે પોતાની વાં-સળીમાં વગાડશે એટલે તે આવ્યો એમ હું જાણીશ, અને તારા ખબર સાંભળવા સારૂ હું બહાર આવીશ."

મેરીયને કહ્યું "અરે મારા વોલેસ, મને તારી સાથે આવવાદે!"

તેણે કહ્યું "શું મારી વહાલી સ્ત્રી તને ખડક અને ન-દીઓનાં ઝરણમાં રેહેવા લઈ જાઉં! તારા સુકુમાર શ-રીરને તથા તારા નહિ જન્મેલાં બચાંને આવી જગોએ લઈ જઈ શું હું દુખી કરૂં!"

તેણીએ જવાપ આપ્યો "પણ શું તમે આવી વિકટ અને ભય ભરેલી જગોએ રહેવા નથી જતા ? અરે મારા પ્રાણથી પણ અધિક ભરથારની સાથે રહેવાથી એ નદી-નાં ઝરણ અને પહાડ શું સ્વર્ગ જેવાં નહિ લાગે! અરે ! મને તારી સાથે આવવાદે ! "

રએને પોતાના શેઠનું મન પીગળે એવી ધાસ્તીથી હાલબર્ટ વચ્ચે બોલી ઉઠયો "નહિ બાઈ સાહેબ, તમે આંહી સહીસલામત છો, અને જ્યારે તમે સાથે જશો ત્યારે વોલેસ બહુ દુર નહિ ગયો હોય એવી ઇંગ્રેજ લોકોને શંકા આવશે. તમારૂં સુખ તથા સહીસલામતી તેને પોતાની જીંદગી કરતાં પણ વધારે વહાલી છે; અને તમને સાચવવા જતાં મને ખાતરીછે કે તે દુશ્મનના સપાટામાં આવી પડશે. "

વોલેસે કહ્યું "મારી વહાલી મેરીયન, એ ખરી વાત છે. હું જે જગોએ જવાનોછું ત્યાં હું તારૂં રક્ષણ કરી શકીશ નહિ. "

તેણીએ જવાપ આપ્યો "પણ પ્રીય ભરથાર, તમારે કેટલાં અસહ્ય દુઃખ ભોગવવાં પડશે! તમારે ઠંડા પત્થરે ઉપર સુવું પડશે, અને તમારા માથા ઉપર રક્ષણ કરવા સારૂ માત્ર ખુલ્લું આકાશ, અગર, પાણીનાં ઝરણ નિકળતાં હોય એવી કોઈ ગુફા હશે ! આવા દુઃખમાં જીંદગી કાઢવાની તમને રજા આપતાં મારો જીવ ચાલતો નથી. "

વોલેસ વચ્ચે બોલી ઉઠયો "મારી અલબેલી, હવે તું બસ કર ! આવી નકામી બીક શું કરવા ધરેછે ! ખડક અગર તોફાનથી હું ડરતો નથી; તારા જેવી સુકુમાર સ્ત્રીની સંભાળથીજ માણસનું શરીર નાજુક થઈ જાયછે. તારી સાથે લગ્ન કર્યા પહેલાં હું શીયાળાની આખી રાતની રાત આકાશમાં તારા ગણતો ડુંગરાની ટોચ ઉપર પડી રહેતો

અને **ગ્લેનફીન** ભેનમાં શીકાર કરવા જવા સારૂ શિકારીના રણશિંગાની રાહા જોતો ત્યાં પડ્યો રહેતો. પીંછા જેવું મુલાયમ બીછાનું, અગર, છોડવાઓનું બીછાનું અને વોલેસના મનથી તો સરખાં છે. માટે મારી વહાલી સ્ત્રી, દુઃખ જે એક વખત મારી રમત ગમત હતાં, અને હાલ જેથી મારો બચાવ થશે તેને માટે તું જરાપણ શોચ કર નહીં."

"ત્યારે હવે છેલી સલામ! ઇશ્વરી દુતો તમારૂં રક્ષણ કરો!" એમ બોલી તેણીએ ગદ્ગદ્ કંઠે પોતાના પતીના હાથ ઉપર ચુંબન લીધું. **વોલેસે** કહ્યું "મારી વહાલી **મેરીયન**, હીંમત રાખ; યાદ રાખજે કે મારા જીવનનો આધાર તુંજ છે, માટે મારી ખાતર તું ખુસીમાં રહે. અને પરમેશ્વર જે જુલમગારનો સદૈવ નાશ કરેછે તે મને થોડા વખતમાં તારી ભેગો કરશે!" તેણીએ જવાબ આપ્યો નહીં પણ પોતાની જગોએથી ઉઠી બે હાથ જોડી પરમેશ્વરની પ્રાર્થના કરી, અને પછી આંખમાં આંસુ લાવી હસતે વદને પોતાનો હાથ હલાવી **વોલેસને** જવા નિશાની કરી અને તુરતજ પોતાના ઓરડામાં જતી રહી.

**વોલેસ** તે ઓરડા તરફ તાકીને જોવા લાગ્યો, પોતાની વહાલી સ્ત્રી જેના ઉપર તેની આખી જીંદગીનો આધાર હતો તેને આમ એકલી છોડી દઈ જવું કે નહીં તેનો તે વિચાર કરવા લાગ્યો. તેનું મન પીગળી ગયું અને **હાલબર્ટ** જો વચ્ચે આવી તેને દરવાજા તરફ લઈ ગયો નહીં હોત તો તે પાછો આવી તેણીનાથી જુદો પડત નહીં.

તુરતજ **વોલેસને** શુધ્ધિ આવી. તે પોતાના નિમકહલાલ નોકરની શિખામણ માની વાડી તરફ ચાલ્યો અને ત્યાંથી કલાઈડ નદીના ઊંડા કોતરમાં જવાના ડુંગરા તરફ તેઓ ચાલ્યા. રસ્તામાં **લોર્ડમાર** જે કુવામાં હતો

ત્યાં તેઓ ગયા. દુશ્મનોએ તેને સારૂ કાંઈ પુછપરછ કરેલી નહીં હોવાથી વોલેસે જાણ્યું કે તે નિર્ભય છે. પણ હજી તેને નાશી જવાની કેટલી જરૂર હતી તેની ખબર આપવા સારૂ તેણે અંદર બુમો પાડી પણ કોઇએ જવાપ આપ્યો નહીં. અંદર નજરે કરી તો તે ચત્તોપાટ કુવાને તળીએ પડેલો હતો તેથી જાણ્યું કે રખેને તે મરી ગયો હોય. તેણે હાલબર્ટને ભલામણ કરી કે મારા ગયા પછી આપણા બધા માણસોને એકઠા કરજે તથા તેને કુવામાંથી બહાર કઢાવજે. અને જો તે મરી ગયો હોય તો તેને મારા ઓરડામાં રાખી તેના મુડદાની કેવી રીતે વ્યવસ્થા કરવાની તેની વીધવાની મરજી છે તે પુછાવજે. કુવામાં જે લોઢાની પેટી છે તે બહુ કીમતી છે માટે તે લેડી વોલેસને જઇને આપજે અને મારા જીવની માફક તેનું જતન કરવા કહેજે તથા મારા માનની ખાતરે તેને એ પેટી ઉઘાડવાની મના કરજે."

હાલબર્ટે આ સઘળાં ફરમાનો બજાવવા વચન આપ્યું. વોલેસે પોતાની તરવાર કમરે બાંધી અને શિકાર કરવાનું ભાલું લઈ પોતાના નિમકહલાલ ચાકરે સાથે સેકીનકરી, અને તેની શેઠાણીની સંભાળ રાખવા ફરી ભલામણ કરી તથા કોરીલેન પાસેની ગુફાં આગળ સાંજરે તેણીના ખબર લઈ આવવા કહ્યું. દીવાલ ઉપર ચડી થોડીવારમાં તે અદર્શ થઈ ગયો.

---

# प्रकरण ३ जुं.

## अेलर्सली.

હાલબર્ટ ઘેર પાછો આવ્યો અને ધીમે રહી ઓરડામાં જઈ જોયું તો મેરીયન ધુંટણીયા ઉપર પડી પોતાના સ્વા-

મીની સહીસલામતી માટે ત્રીશૂળ આગળ પરમેશ્વરની સ્તુતી કરતી હતી.

તેણીએ કહ્યું "ઓ પરમદયાળુ પરમેશ્વર ! મારા સ્વામીનાથને જલદી પોતાને ઘેર મોકલજે. પણ કદાપી હું કમનસીબે તેને ફરી મળવા ન પામું તો હે દયાળ! અમો દંપતીને સ્વર્ગમાં એકઠાં કરવાની તું કૃપા કરજે !"

આ દેખાવ જોઈ બુઢો હાલબર્ટ મોટેથી બોલ્યો "હે ભગવાન, આ બાઇની સ્તુતી સાંભળ!"

તેણીએ ઉભા થઈ પોતાના ભરથારની સહીસલામતીના ખબર પુછ્યા. જુદા પડતી વખત વોલેસે જે જે વાત કહી હતી તેના ખબર હાલબર્ટે તેણીને આપ્યા અને પછી સુવા જવાસાર વિનંતી કરી. પણ તેણીએ જવાબ આપ્યો 'મારા નિમકહલાલ નોકર, આજ મારી આંખમાં નિદ્રા આવવાની નથી. મારો જીવ વોલેસની પછવાડે ભમ્યા કરે છે. તું જાને સુઈ રહે અને જ્યારે સવારમાં ઉઠે ત્યારે પેલા અમીરના મુડદાને તથા પેટીને ઘરમાં લાવજે, હું એ બંને ચીજની વોલેસના ફરમાન મુજબ ચોકી રાખીશ."

હાલબર્ટે પોતાની શેઠાણીને સુવા જવાસાર બહુ સમજાવી, કારણ, તેથી તેણીના થાકી ગયેલા શરીરને કાંઈ આસાએસ મળે. તેનો વિચાર પણ સુવાનોછે એમ જાણી લેડી વોલેસ પોતાના ઓરડામાં ગઈ. તેણીની દાસીઓ બીકથી નાસી ગયેલી હતી, અને ચાકરો પણ ભયથી વિખરાઈ ગયા હતા. કેટલાએક નાસી ગયા હતા અને કેટલાકને જ્યારે હેમલડન લેડી વોલેસ સાથે વાત કરવા રોકાણો હતો ત્યારે કેદી બનાવી લેનાર્ક લઈ ગયા હતા. હાલબર્ટે ધાર્યું કે સવાર સુધીમાં બીકથી જેઓ નાસી ગયા હશે તેઓ પાછા આવશે, અને નહીં તો, પડોસની

ઝુપડીઓમાં રહેનારાઓમાંથી થોડાને લાવી તેમની જગોએ રાખશું.

આમ વિચાર કરતો હાલબર્ટ નીચેના ઓરડામાં બેઠો હતો, અને સવાર પડવાની રાહ જોતો હતો. આસપાસ સઘળું શાંત લાગતું હતું. પશ્ચિમ તરફના પવનથી ઝાડની ડાળીઓ હાલતી હતી. સવાર થવાની તૈયારી હતી, અને પવન ઘણો ઠંડો આવવાથી હાલબર્ટ ઓરડાની જાળી વાસવા જતો હતો એવામાં એક હથીયારબંધ ટોળી સામેની ધાર ઉપરથી ઉતરતી તેણે જોઈ. થોડીવારમાં તો આ લોકો ચોકમાં આવી પોહોચ્યા, તેઓ ઇંગ્રેજ હતા. બીકથી તે પોતાની શેઠાણીના ઓરડા તરફ દોડી જતો હતો એવામાં બારણું ઉઘાડી દુશ્મનો અંદર પેઠા અને તેને કેદી બનાવી લીધો.

એક વિકાળ પણ નીચા કદનો માણસ જે તેમનો સરદાર હતો તેણે કહ્યું " અરે બુઢા ! બોલ, પેલો ખુની ક્યાં છે? તારો સરવિલિયમ વોલેસ ક્યાંછે? બોલ, નહિતો, જોરજુલમથી તને બોલાવશું."

હાલબર્ટ પોતાને માટે નહિ પણ પોતાની નિરાધાર શેઠાણી માટે ધ્રુજતો હતો તેણે કહ્યું "મારો ધણી આંહીથી ઘણે દુર નાસી ગયો છે."

"ક્યાં ?"

"હું નથી જાણતો."

પેલા જંગલી માણસે કહ્યું "અરે દુષ્ટ સફેત વાળ વાળા હમણાં અમે તને બતાવશું. પેલા ખુનીની ઓરત ક્યાંછે? ચાલ જલદી તેને બતાવ."

આવી રીતે વાતચીત થતી હતી એવામાં ત્રણ આદમીઓ બીચારી ધ્રુજતી મેરીયનને ત્યાં પકડી લાવ્યા.

બિચારી મેરીયન ભયથી ગાભરી બની હાલબર્ટ તરફ

જોતી હતી તેથી તે તેણીની પાસે જવા લાગ્યો પણ પેલા લોકોએ તેને અટકાવ્યો અને પોતાના સરદાર પાસે તેણીને તેડી લાવ્યા.

તેણે કહ્યું "હે સ્ત્રી! હું લેનાર્ક શેહેરનો ગવરનર છું. હાલ તું મહાન એડવર્ડ રાજાના પ્રતિનિધિ પાસે ઉભીછો, માટે જો તું એ રાજાને વફાદાર હો તથા તને તારો પ્રાણ વહાલો હોય તો હું જે ત્રણ પ્રશ્ન હમણાં તને કરૂંછું તેનો બરાબર ઉત્તર આપ. મારા ભત્રિજાનો મારનાર સરવિલિયમ વોલેસ ક્યાંછે? જે ઘરડા સ્કોટને સારૂ તેણે મારા ભત્રીજાને માર્યો, તે સ્કોટનું નામ શું? કારણ તેનું તથા તેના આખા કુટુંબનું હમણાં હું વેર લઇશ. અને ડગલાસ કાસલમાંથી ખજાનાની પેટી તારો ધણી લાવ્યો તે ક્યાંછે? આ ત્રણ સવાલનો મને જવાબ આપ."

લેડીવોલેસ કાંઈ બોલી નહિ.

ગવરનરે કહ્યું "હે સ્ત્રી, બોલ! જો બીકથી તું બોલવા ચહાતી ન હોતો મારી તરફના સારા ઇનામની ખાતરે તું બોલ, પણ જો તું જવાબ નહીં આપે તો હું તને મારી નાખીશ."

જે સીપાઇએ તેને પકડી હતી તેના હાથમાં મેરીયન બેશુદ્ધ થઈ પડી, અને અરધ ઉઘાડી આંખે કહ્યું "ત્યારે મને મારી નાખો."

જ્યારે બીકથી કાંઈ અસર થઈ નહિ ત્યારે નરમાશથી તે સાચુ બોલશે એમ ધારી પેલા ગવરનરે પુછ્યું "શું આવી અમીર સ્ત્રી ઇંગ્લાંડના રાજાની મેહેરબાનીને તરછોડશે! એક દગલબાજને તેના ધણીના સ્વાધિનમાં કરીશ તો તને આ મુલકમાં મોટી જાગીર આપશું તથા કોઈ સારા ઇંગ્રેજ ઉમરાવની સાથે તારી શાદી કરશું માટે હે સુકુમાર સ્ત્રી તું બોલ અને તારા જવાબના બદલામાં

તને પેલા જખમી થએલા ઉમરાવની જાગીર આપશું અને સરગીલઅર્ટ હેઅલડન સાથે તારાં લગ્ન કરશું. હે સ્ત્રી! હજી તું વોલેસ જેવા ઇંગ્લાંડના બારવટીયાને બતાવતી નથી?"

તેણીએ કહ્યું "મરવું વધારે સેહેલું છે."

હેસલરીજે નાખુશ થઈ કહ્યું "હે મુર્ખ! શું આવાં સુકુમાર અવયવો મારા લડવૈયાની કુવાડીથી ટુકડે ટુકડા થઇ જશે તે સેહેલું છે? શું તારી સુંદર છાતી ઉપર મારા ઘોડાની ખરીઓ પડશે તે સારૂં છે? તથા મારા ભાલામાં તારૂં માથું પરોવીશ એ તને ગમશે? એક ખુની અને તેનો ખજાનો ક્યાંછે તે બતાવવું તેના કરતાં આ સઘળું તને સેહેલું લાગેછે?

લેડીવોલેસ ધ્રુજવા લાગી તેણી બેઉ હાથ ઊંચા કરી ઇશ્વરની સ્તુતી કરવા લાગી.

પેલા નાખુશ થએલા હાકેમે પોતાની તલવાર મીયાનમાંથી બહાર કાઢી કહ્યું "કેમ, બોલેછે કે નહિ.? હું હેબલડનના જેવો પોચા અંતઃકરણનો નથી કે તારી ખુબસુરતીથી લોભાઇ જાઊં. વોલેસ ક્યાં સંતાયોછે તે કહે નહિ તો હમણાં તારા પ્રાણ લઇશ."

દુઃખી બિચારી મેરીયન પોતાની સામી ઉગામેલી નાગી ચળકતી તલવાર જોઇ બીકથી ઘુંટણીએ પડી પરમેશ્વરની સ્તુતી કરવા લાગી પણ પેલો ઘાતકી હાકેમ સમજ્યો કે આ સ્ત્રી દયા ઉપજાવવા સારૂ મને પગે પડેછે તેથી તેણે કહ્યું "મારી પાસે પગે પડી તું દયાની માગણી નહિ કર! તું જ્યાં સુધી તારા ધણીને બતાવીશ નહિ ત્યાં સુધી હું તને દયા બતાવવાનો નથી."

છેલ્લે મેરીયન જરા હિમત લાવી બોલી "હું તને પગે

લાગતી નથી પણ મારા કીરતારને સ્તુતી કરૂંછું કે તે સર્વ શક્તિમાન પરમેશ્વર મારા વોલેસ ને એડવર્ડ અને તેના જુલમગારોથી બચાવે!"

આ સાંભળતાંજ નિર્દય હેસલરીજે પોતાની તલવાર તેણીની છાતીમાં હુલાવી દીધી. હાલબર્ટ જેને છેટે સીપાઇઓએ પકડી રાખ્યો હતો તેણે નહિ ધાર્યું હતું કે આમ તલવાર મારશે પણ જ્યારે તેણે તલવાર મારી ત્યારે તે પોતાનું સઘળુ જોર એકઠું કરી બીજા ઘામાંથી તેણીનો વચે પડી બચાવ કરવા જતો હતો એવામાં બીજો તલવારનો ઘા તેની ડોક ઉપર થઇ તેણીને વાગ્યો. મેરીયને પોતાની મરતી વખતની આંખ ઉઘાડી અને પોતાનો બચાવ કરવા સારૂ કોણ આડો પડ્યો હતો તે જોઈ તેણીએ કહ્યું 'હાલબર્ટ! મારો વોલેસ—પરમેશ્વરની—આવા ભાંગ્યા તુટ્યા શબ્દો બોલી તેણીનો અમર આત્મા આ દુનીયામાંથી ચાલ્યો ગયો.

હાલબર્ટ પોતાની વહાલી શેઠાણીને મરી ગયેલી જોઈ દુઃખથી છાતીફાટ રોયો અને તેને વાગેલા જખમમાંથી બહુ લોહી જવાને લીધે તે પણ બેશુદ્ધ થઈ મેરીયનની લાસ ઉપર પડ્યો.

ઘરમાં સઘળું શાંત જણાતું હતું. કોઈ માણસ બોલ્યું નહીં. સૌ આ કમકમાટ દેખાવ જોઈ નિસ્તેજ ચેહેરે એક બીજા તરફ જોવા લાગ્યા, હેસલરીજે પોતાની લોહીલોહાણ તરવાર નીચે ફેંકી અને પોતે ઘણું અઘટીત કામ કર્યું જોઈ તથા આ ત્રાસજનક દેખાવથી તેનાં સઘળાં માણસો તેની વિરૂધ ઉશ્કેરાઈ જશે તો પોતાનો બચાવ કરવો મુશ્કેલ થઈ પડશે ધારી તેણે પોતાના સીપાઇઓને બહુ નરમાશથી કહ્યું "મારા મિત્રો, ચાલો હવે આપણે લેનાર્ક

શેહેર જાઇએ, આવતી કાલ તમે આંહી આવજો અને તમારી મેહેનતના બદલામાં હું તમને આ શેહેર લુંટી લેવાની પરવાનગી આપુંછું.

આ સાંભળી ખુણે ઉભેલા એક શુરવીર સીપાઇએ કહ્યું "આ જગોએથી જે શખસ એક તરખલું પણ ઉપાડશે તો પરમેશ્વર તેનું બુરૂં કરશે!" સઘળા સીપાઇઓ એક મત થઈ બોલી ઉઠ્યા "તથાસ્તુ." આમ બોલી સઘળા એક પછી એક દરવાજામાંથી ચાલ્યા ગયા અને માત્ર હેસલરીજ તથા પેલો શુરવીર સીપાઈ જે પોતાની તરવાર ઉપર અઢેલી આ મારી નાંખેલી સ્ત્રી તરફ જોતો હતો તે બેજ ત્યાં રહ્યા.

હેસલરીજે પુછ્યું "ગ્રીમ્સ બાઈ, તું ત્યાં કેમ ઉભોછે? ચાલ મારી સાથે."

સીપાઇએ જવાબ આપ્યો "કદી નહીં!"

ગવરનરે કહ્યું "શું! તું તારા સરદારની સામે બોલવાની હીંમત ધરેછે? હું હુકમ કરૂંછું કે તું આગળ ચાલ, નહીં તો, હું તને એક બળવાખોર તરીકે ગણીશ."

પેલા સીપાઇએ બહાદુરીથી જવાબ આપ્યો "હવે હું તારા હુકમને તાબે થવાનો નથી. જ્યારથી તેં આ ઘાતકી કામ કર્યું ત્યારથી તું મનુષ્ય જાતનું નામ ધરાવવાને યોગ્ય નથી. અને તારા જેવા ઘાતકીના હુકમને તાબે થાઉં તો હું મારા શુરવીરપણાને એબ લગાડું!" હેસલરીજે કહ્યું "હરામખોર! આ અપમાનને માટે હું તને મારી નાંખીશ.!"

ગ્રીમ્સ બાઈએ જવાબ આપ્યો "તારા જેવા રાક્ષસના હાથથી એમ થવું સંભવીત છે પણ કોઈ બહાદુર લડવૈયો અગર રાજા એડવર્ડ પણ એક નિર્દોશ સ્ત્રીને મારી નાખનાર ખુનીના હુકમનો નાફરમાની કરવા સારૂ પોતાના

સીપાઇને ગુન્હેગાર ગણે નહીં. પેલેસ્ટાઇનના રણક્ષેત્રમાં જ્યારે હું તેની સાથે હતો ત્યારે તેણે મરાઈ ગએલા મુસલમાનોની વહુ દીકરીઓની ઉપર તારા જેવી વર્તણુંક ચલાવી નહોતી !"

હેસલરીજે ગુસ્સામાં આવી તેની છાતી સામે પોતાની તલવાર ઉગામી પણ પેલા સીપાઇએ છટકી જઈ તેને પકડી જમીન ઉપર નાંખ્યો. હેસલરીજે પોતાને નીચે ચતોપાટ પડેલો જોઈ તથા દુશ્મનના હાથમાં પોતાની તરવાર પકડેલી જોઈ જીવતો મુકવા સારૂ તેણે બહુ કાલાવાલા કર્યા.

સીપાઇએ કહ્યું "હે રાક્ષસ! તારા જેવા નામરદના લોહીથી હું મારા હાથ નાપાક કરવાનો નથી, અને અગર જો તું મને મારવા તૈયાર થયો હતો પણ હું જાણીબુજીને તારો જીવ લેવા ચહાતો નથી. તું સરદાર છે તેથી આમ છોડી દઉંછું એમ નહીં સમજતો, પણ તારા જેવા એક નીચ ખુનીને મારતાં મને કંટાળો આવેછે. તારાથી, તેમજ તારી સત્તાથી હું હવે છેટો જવા માગુંછું; પણ યાદ રાખજે કે જો તું મારી પછવાડે વેર લેવા આવ્યો તો તારા ઘાતકી કામનો યોગ્ય બદલો પરમેશ્વર તને આપશે."

આ શબ્દો સાંભળી પેલો હાકેમ ઘણો બીનો અને લેનાર્ક જવા સારૂ ઘણી માથાકુટ કરી ત્યારે રજા મળી. તેનાં માણસો પોતપોતાના ઘોડા ઉપર બેસી ઘણો વખત થયાં ચાલ્યા ગયા હતા. હેસલરીજનો ઘોડો ફળીમાં હતો તેને લેવા સારૂ તે જતો હતો એવામાં પેલા સીપાઇએ તેને અટકાવી કહ્યું "ઉભો રહે, તું લેનાર્ક સુધી ચાલતો જા, ઘાતકી લોકો ઘણું કરી વિશ્વાસને લાયક હોતા નથી, તું તારૂં વચન પાળે કે નહીં તેનો મને ભરોસો આવતો નથી આજ તારો ઘોડો આંહી મુકીજા, અને આવતી કાલે

આવી તે લઈ જજે. કારણ તે દર્મીયાનમાં હું ઘણો દુર નિકળી જઇશ."

હેસલરીજે જાણ્યું કે હવે બીજો ઉપાય રહ્યો નથી તેથી ઘણી નાખુશીથી તે પોતાને શેહેર જવા નિકળ્યો, જે ત્યાંથી પાકા પાંચ માઇલ છેટે હતું.

લેડી વોલેસના ખુન થવાથી પેલા સીપાઇએ હેસલરીજને જે શબ્દો કહ્યા હતા તેથી તેના મનમાં પક્કી ખાતરી હતી કે હવે જો હું તેના કબજામાં આવીશ તો મારી જીંદગી સહીસલામત નથી. માટે તેણે પોતાના રાજાનું લશ્કર જે હાલ ગીની દેશમાં લડાઈ ઉપર હતું ત્યાં જોગવાઈ મળેથી જવાનો વિચાર કર્યો અને તે દર્મીયાન હાલ તુરત પોતાના બચાવ સારૂ તેણે ડુંગરોની ગાળીમાં જઈ આશ્રય લેવા ધાર્યું.

આવો નિશ્ચય કરી તે પાછો ઓરડામાં આવ્યો, મુડદાના ઢગલા પાસે આવ્યો ત્યારે તેણે કાંઈ હાલતું જોયું. કદાચ પેલી દુખી સ્ત્રી જીવતી હોય એવી આશાથી તે પાસે આવ્યો. પણ અફસોસ! તેણીનો હાથ લઈ જોયું તો તે ઠંડોગાર હતો. તેણીના હાથ અને છાતી લોહીથી ગરકાવ થઈ ગયાં હતાં. આ દેખાવ જોઈ ગ્રીમસબાઇને કંપારો છુટ્યો. ફરી તેણે તે મુડદું હાલતાં જોયું. પણ તપાસ કરતાં એતો તેણીનો વિશ્વાસુ નોકર જે તેણીની વચે પડ્યો હતો તે જરા શુદ્ધિમાં આવવાથી હાલતો હતો.

આ બંનેમાંથી એકમાં પણ જીવ છે એવું ધારી પેલા સીપાઇએ પોતાથી બનતી મદદ કરવા માંડી. તેણે પેલા ચાકરને જમીન ઉપરથી ઉભો કર્યો અને પોતાની પાસે જે દારૂ હતો તે તેને પાવા માંડ્યો. હાલબર્ટ વધારે શુદ્ધિમાં આવ્યો અને પેલા ભલા સીપાઇએ તેના ઘાબળાથી

પેલો ડોક ઉપરનો જખમ બાંધી લીધો. તેણે પોતાની આંખ ઉઘાડી પણ પેલા સીપાઇને માથે ઇંગ્રેજી ટોપી જોઈ એક ઊંડા નિઃસ્વાસથી તેણે પાછી પોતાની આંખો બંધ કરી દીધી.

**ગ્રીમ્સ** બાઇએ કહ્યું "નિમકહલાલ સ્કોટ, તું મારી ઉપર વિશ્વાસ રાખ. હું તારા જેવો મનુષ્યછું, અને અગર જો હું ઇંગ્રેજછું તોપણ તારા જેવા વૃદ્ધ અને નિરાધાર માણસનો હું દુશ્મન નથી."

આ શબ્દો સાંભળી **હાલબર્ટને** જરા હિમત આવી. ફરી તેણે પોતાની આંખ ઉઘાડી પેલા સીપાઇને જોયો; પણ અગાઉના બનાવ યાદ આવવાથી તેણે પોતાની શેઠાણી તરફ જોયું જ્યાં હાલ સૂર્યનાં કીર્ણો પડતાં હતાં. તે એકદમ ઉભો થયો અને તેણીના તરફ જવાનું કરતાં પડી ગયો હોત પણ **ગ્રીમ્સ** બાઇએ તેને પકડી રાખ્યો. તે પોતાના હાથ અફાળી બોલ્યો "અરે, આ કેવો દેખાવ છે! મારી શેઠાણી! અરે મારી વહાલી શેઠાણી! અરે, આ સ્ત્રી જે એકવારે અમારા સર્વના સુખનો આધાર હતી તે આજ કેવી નિસ્તેજ પડેલી છે!" આમ બોલી તે અત્યંત કલ્પાંત કરવા લાગ્યો.

પેલા શુરવીર સીપાઇએ પોતાનું મોં ફેરવ્યું, અને તેની આંખમાં પણ આંસુ આવ્યાં. તેણે કહ્યું "કૃર **હેસલરીજ**, તારે આ સઘળાનું ફળ ભોગવવું જોઇએ!"

**હાલબર્ટે** કહ્યું "આખા સ્કોટલંડમાં ખરી લાગણી વાળો અને શુરવીર નર આંહીથી બહુ છેટે નથી! મારો શેઠ હજી જીવેછે, અને તે આ ખુનનો બદલો લેશે. અરે સીપાઇ, તમે પણ રડાછો; ત્યારે મેં હાલ જે શબ્દો કહ્યા તે કૃપા કરી બીજાને કહેશો નહિં."

તેણે જવાબ આપ્યો "હું પાલેસ્ટાઇનના ધર્મ યુદ્ધમાં લડ્યો છું; અને એક ધર્મ યોદ્ધો પોતાના ઉપર વિશ્વાસ રાખનારને દગો કરતો નથી. પવિત્ર મેરી તારા શેઠનું રક્ષણ કરો, અને તને સહીસલામત તેની પાસે લઇ જાઓ! આપણે આંહીથી જલદી નાસો. હેસલરીજ મારી પછવાડે નકી સીપાઇઓ દોડાવશે. તે વિશ્વાસ કરવા લાયક માણસ નથી. તેના તાબામાં પકડાયા કરતાં તેના હાથથી મરવું હું વધારે પસંદ કરૂં છું. ચાલો આપણે આ બિચારી સ્ત્રીનું મુડદું કોઈ સારી જગોએ મુકીએ અને પછી આપણે જુદા પડીએ."

આ સાંભળી હાલબર્ટ પોતાની શેઠાણીના મુડદાં પાસે બેસી મોટેથી છાતીફાટ રડવા લાગ્યો. પોતાના હાથથી તેણીને બેઠી કરવા માંડી, પણ ફોકટ. તેણે કહ્યું "જે હાથમાં મેં તને હજારો વખત તેડી નાનપણમાં રમાડીછે તેજ હાથથી આ વખત હું તને તારી કબરમાં લઇ જાઉંછું! અરે મને આશા હતી કે જ્યારે હું મરીશ ત્યારે તું તારા સુકુમાર હાથથી મારી આંખો દબાવીશ!" આમ કહી તે પોતાની શેઠાણીના હાથનું ચુંબન એટલા તો શોકથી કરવા લાગ્યો કે રખેને તે શોકથી મરી જાય એવી બીહીકથી પેલા સીપાઇએ તેને મુડદાંથી છેટે લઈ જઈ તેના શેઠની ખાતર હુંશીયાર થવા સમજાવ્યો. હાલબર્ટે શુદ્ધિમાં આવી મેરીયનના મુડદા સામું જોયું.

તેણે ફરી રડીને કહ્યું "અરે, જે સ્ત્રી ઉપર એલર્સલીની ભવિષ્યની આશા હતી, તથા જેને માટે તે મગરૂર હતું તે સ્ત્રી આજ પોતાની સગર્ભા સ્થીતિમાં આંહી પડેલી છે! અરે મારા સરદાર, મારા એકલા પડી ગયેલા ધણી, હવે તને કોણ સુખ આપશે!"

વધારે વાર ખોટી થવાથી કેટલું નુકશાન હતું એ વાત કરી પેલા સીપાઇએ તેને કહી. **વોલેસે** જે જગોએ **લાર્ડ-માર**નું મુડદું મુકવા કહેલ હતું ત્યાં પોતાની શેઠાણીનું મુ-ડદું લઈ જવા **હાલબર્ટે** કહ્યું. તુરતજ **ગ્રીમ્સ** બાઇએ એક સફેત ચાદરમાં તે શબ વિટાળી લીધું, અને બંને જણા પહાડની બખોલમાં એક નાનું મંદીર હતું ત્યાં લઈ ગયા.

**હાલબર્ટે** રડતાં રડતાં આવી બારણું ઉઘાડ્યું, અને **ગ્રીમ્સ** બાઇએ **મેરીયન**નું શબ સંભાળથી અંદર મુકયું તથા તે ઉપર ત્રિશૂળ મુકયું.

પોતાની શેઠાણીને ઠેકાણે પાડેલી જોઈ **હાલબર્ટ** અત્યંત કલ્પાંત કરતો કરતો ધુટણીયા ભર બેસી તેણીના અમર આત્માના મોક્ષને સારૂ પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

તેણે કહ્યું "સ્વર્ગ અને પૃથ્વીના અદલ ઇનસાફ આ-પનાર હે પરમકૃપાળુ ભગવાન, મારી વિનંતી સાંભળ ! **એથલહામમાં** જેમ નિરપરાધી ખુનનો બદલો તેં વાળ્યો હતો તેમ આ નિર્દોષ સ્ત્રીના ખુનને સારૂ તું **હેસલરીજ**ને યોગ્ય બદલો આપજે ! " **હાલબર્ટે** પેલા ત્રીશુળને ચુંબન કર્યું અને પેલા સીપાઇની સાથે અત્યંત રેડાપીટ કરતો મંદીરની બહાર આવ્યો.

બારણું બંધ કરી તાળું લગાવી તેઓ ચાલ્યા; અને **હાલબર્ટ** આ ખબર પોતાના શેઠને કહેવાથી તેને કેટલું દુઃખ લાગશે તેનો વિચાર કરતો હતો એવામાં તેઓ બંનેએ કુવા પાસેથી એક ચીસ સાંભળી.

સીપાઇએ કહ્યું "આંહી આગળ કોઈ માણસ દુઃખમાં આવી પડેલું જણાયછે! " **હાલબર્ટે** કુવામાં વાંકા વળી જોયું અને કહ્યું "શું તે હજી સુધી જીવતો હશે ? " કુવા-માંથી જવાબ મળ્યો કે હું હજી જીવુંછું, પણ હવે હું બે-

શુદ્ધ થતો જાગેછું. જો હવે કાંઈ બીક ન હોય તો મેહેર-બાની કરી મને ઉપર ખેંચાવ્યો! **હાલબર્ટ** તરતજ દોરડું અંદર નાંખી પેલી લોઢાની પેટી તથા પોતાને તેનાથી બાંધી લેવા **લોર્ડમારને** કહ્યું, અને થોડીવારમાં તેને બહાર કાહાડ્યો. પેલા બેહોશ થઈ ગયેલા અમીરે થોડીવાર **હા-લબર્ટને** પકડી રાખ્યો અને જરા આરામ લીધો. તેના ધોળા વાળ તથા કરચલી વળેલું કપાળ જોઈ પેલા સી-પાઇને અચંબો લાગ્યો કે **આરથર હેસલરીજ** અને તેના માણસોને આ શુરવીર નરે હરાવ્યા! પણ થોડીવારમાં તેની શંકાનું નિવારણ થયું; તેણે (**લોર્ડમાર**) **હાલબર્ટને** પાણી લેવા મોકલ્યો, અને પેલા સીપાઇને **સરવોલેસ** તથા **લેડી મેરીયનના** ખબર પુછ્યા. સીપાઈનું ઈંગ્રેજી બકતર જોઈ તે જરા ચમક્યો અને પુછ્યું કે તું કોણછે?

સીપાઇએ જવાબ આપ્યો "હું ઈંગ્રેજ છું, પણ **હેસ-લરીજના** જેવો નીચ નથી. શુરવીર વોલેસ, આંહીથી નસાડી મુકવામાં હું તને મદદ કરીશ. ત્યાર પછી હું ગોની દેશના રણક્ષેત્રમાં જઇ મારા રાજાની વફાદાર નોકરી બજાવીશ."

**લોર્ડમારે** તેની તરફ તાકીને જોયું અને કહ્યું "તું ભુલ કરેછે હું **સરવિલિયમ વોલેસ** નથી." એ વખત **હાલબર્ટ** પાણી લઈ આવી પોહોંચ્યો. અમીરે પાણી પીધું અને પછી **વોલેસના** ખબર પુછ્યા.

તેણે જવાબ આપ્યો "હું ધારૂંછું કે તે સહીસલામત હશે, પણ તમારે હવે આંહીથી જલદી જાવું જોઇએ. તેના ગયા પછી આંહી એક કમકમાટ ઉપજાવે એવું ખુન થયું છે."

અમીરે કહ્યું "પણ **લેડીવોલેસ** ક્યાંછે? જો આંહી ર-

હેવામાં ધાસ્તી હોય તો આપણે તેને પણ સાથે લઇ જઇએ."

હાલબર્ટે ઉત્તર આપ્યો "તેણીને હવે કોઇની બીક રહી નથી. તે પરમેશ્વરના દરબારમાં ગઇછે, અને ત્યાં તેને મારનાર બીજો ખુની કોઇ નથી."

અમીરે પુછ્યું "શું! લેડીવોલેસને કોઇએ મારીનાખી?"

હાલબર્ટે રડવા માંડયું, પણ પેલા સીપાઇએ જવાબ આપ્યો "હા. અને આવું નામરદ કામ કરવાથી હું તેના લશ્કરમાંથી છુટો પડ્યો છું. પણ હવે નકામો અપસોસ કરવામાં વખત ખોવો નહિ જોઇએ. હેસલરીજ હમણાં પાછો આવશે, માટે આપણે હવે જવું જોઇએ."

પેલા સીપાઇ પાસેથી અમીરે સઘળી વાત સાંભળી લીધી અને તુરતજ ઘોડા મંગાવ્યા. આ ત્રાસ દાયક બનાવથી તેને એટલો જુસ્સો ચડ્યો હતો કે તે કાંઇ પણ મુશ્કેલી વિના ઘોડા ઉપર સવાર થયો. હાલબર્ટને ડુંગર અને નદીનાળામાં ચાલવાનું હતું તેથી તે પોતાને સારૂ ઘોડું લાવેલ નહિ હતો, પણ તેણે પેલા બહાદુર સીપાઇને બોથવેલ ગામ સુધી અમીરની સાથે જવા ભલામણ કરી તથા પેલી લોઢાની પેટી જે વોલેસ પોતાના જીવની પેઠે સાચવતો હતો તે તેને સોંપી, અને વોલેસ આવી તે પાછી લે ત્યાં સુધી ઘણા જતનથી સાચવવા અમીરને ભલામણ કરી.

સીપાઇએ જોયું કે આ દુષ્ટ ઘોજારી પેટી સારૂ હેસલરીજ એલર્સલી શેહેર ઉપર ચઢાઇ લઇ આવ્યો હતો. અમીરના પુછવાથી તેણે સઘળી હકીકત કહી સંભળાવી કે જ્યારે સરગીલબર્ટ હેબલડનનુ લશ્કર એલર્સલીની શોધ કરી લેનાર્ક પાછું આવ્યું ત્યારે ડગલાસ કાસલમાંથી

એક સરદારે આવી હેસલરીજને ખબર કહ્યા કે એક સ્કોટ સરદાર ત્યાંથી દ્રવ્યની મોટી પેટી ભરી ઉપાડી ગયો છે. હેસલરીજના ભત્રીજાનું ખુન થયું તે જગોએથી વોલેસની તરવારનું મીયાન મળી આવવાથી એ સરદાર કોઇજ નહિ પણ વોલેસ હશે એવું ધારી તેના ઉપર પોતાના ભત્રીજાનું વેર લેવા તથા પેલો ખજાનો લેવાના લોભથી હેસલરીજ લશ્કર લઇ એલર્સલી ઉપર આવ્યો. રસ્તામાં તેને ખબર મળ્યા કે વોલેસ તથા પેલો ઘાયલ થએલ માણસ વીગેરે સૌ ઘરમાં ભરાયાછે તેથી તેણે ઘર ઉપર છાપો માર્યો, પણ ખજાનો અગર તમે કોઇ ત્યાં નહીં મળવાથી તેણે પોતાનો માનરી ખવાસ છોડી એક નિરપરાધી અબળાને વગર વાંકે ઘાતકીપણે મારી નાખી.

લોડમારે વિચાર કર્યો કે પૈસા સારૂ વોલેસ તેનું આટલું જતન કરે નહીં, પણ તેને વિશ્વાસ ઉપર કોઇએ ચીજ સોંપી હશે.

હાલબર્ટે કહ્યું "ખરેખર એમજ છે. કારણ તેણે પોતાની સ્ત્રીને જીવની પેઠે તે પેટી સાચવવા ભલામણ કરી હતી; માટે આપ પણ એવા કારણથી તેનું રક્ષણ કરો.

ગ્રીમ્સ બાઇએ અમીરના સાથે જવા ખુશી બતાવી. અને હાલબર્ટની પાસે ઘરમાંથી એક સ્કોટનો ડગલો તથા ટોપી મંગાવ્યાં. જ્યારે તે લુગડાં પેહેરતો હતો ત્યારે હાલબર્ટ એક લોહીથી ખરડાએલી તલવાર સામું નિહાળીને જોતો હતો તે જોઇ અમીરે પુછ્યું કે એ તલવાર કોનીછે?

હાલબર્ટે જવાબ આપ્યો "આ તલવાર ઉપર મારી શેઠાણીનું લોહી છે. ઓરડામાં તેણીના શબ પાસે તે પડી હતી અને હું મારા શેઠને તે જઇ બતાવીશ. કારણ તેણીના લોહીનું એક ટીપુ પણ તેને ઘણું વહાલું હતું, તો

આ તલવાર ઉપર તો ઘણું લોહી ચોટેલું છે." એમ કહી તે રડી પડયો.

**લોડમારે** ઘોડા ઉપર બેસતાં કહ્યું "ઈંગ્લાંડને હવે વધારે ખબર પડશે. લાવો તે પેટી હું મારા પલાણ સાથે બાંધી લઇશ. આ પેટીનો તથા મારો બચાવ કરનારનો બદલો હું ગમે તેટલું પેટીનું જતન કરીશ પણ વળનાર નથી."

પેલો ઈંગ્રેજ સીપાઈ તેના ઘોડા ઉપર સવારે થયો **અને હાલબર્ટે બોથવેલકાસલ** તરફ જવાના રસ્તા ઉપરનું બારણું ઉઘાડયું. **લોર્ડમારે** પોતાના ગજવામાંથી એક સોનાનું બ્યુગલ કાઢી **હાલબર્ટને** કહ્યું "તારા શેઠને આ નિશાની દાખલ આપજે અને કહેજે કે જ્યારે મારૂં કામ પડે ત્યારે ગમે તે માણસ સાથે તું આ નિશાની મોકલીશ તો હું આવી હાજર થઇશ. હું હાલ **બોથવેલ** જાઉંછું અને તું તેને લઈ ત્યાં આવજે. તે આવી મારા ઘરમાં રહેશે તો હું બહુ રાજી થઈશ, કારણ અમારી દોસ્તી હવે મરતાં સુધી છુટે તેમ નથી."

**હાલબર્ટે** બ્યુગલ લીધું અને અમીરનો સંદેસો બરાબર પોતાના શેઠને કહેવાનું વચન આપી આ બંને ભલા આદમીઓનું રક્ષણ કરવા તેણે પ્રરમેશ્વરની સ્તુતી કરી. થોડી વારમાં તેઓ દ્રષ્ટીથી દુર થયા, તેમજ તેઓના ઘોડાની ખરીઓનો અવાજ આવતો હતો તે પણ બંધ પડયો.

**હાલબર્ટ** ઊંચા હાથ કરી બોલ્યો " આ જગો જે એક વખત ઘણી રમણીય લાગતી હતી તેમાં હાલ હું એકલો રહ્યોછું. કોઇ પણ મનુષ્યનો અગર બીજો અવાજ મારે કાને પડતો નથી. અરે વોલેસ ! તારૂં ઘરબાર ઉજડ વેરાન જેવું થઈ ગયું છે, અને હુંજ આ માઠા સમાચાર તને કહેવા સારૂ આવુંછું." આમ બોલી તે પોતાના એ-

કાંત મુસાફરીમાં આગળ ચાલ્યો. રસ્તામાં તેને કોઈ ઈંગ્રેજ અગર સ્કૉટ નજરે પડયો નહિ. ગઈ રાત્રીના માઠા બનાવથી પડોસના ઝુપડામાં રહેનારા ગરીબ માણસો બીકથી આસપાસની ડુંગરોની ગાળીમાં જઈ છુપાઈ રહ્યા હતા; અને સઘળુ શાંત થએ પોતપોતાના ઘરમાં પાછા આવવાની રાહા જોતા હતા. હાલબર્ટે ચોતરફ પોતાની નજર કરી પણ કોઈ જગોએ મનુષ્યનું રહેઠાણ હોય એવું તેના જોવામાં આવ્યું નહિ. સઘળુ નિસ્તેજ અને ઉજડ તેને જણાયું. પોતાના દેશને આમ ઉજડ થઈ ગએલો જોઈ તેણે ઊંડો નિઃસ્વાસ મુકયો અને પેલી ધોળારી તલવાર તથા અમીરનાં બ્યુગલને તેણે પોતાના ડગલામાં સંતાડયાં. અને એક મજબુત લાકડી પોતાના હાથમાં રાખી ડુંગરોમાં આગળ ચાલવા લાગ્યો. કોરીલિનના ઊંડા કોતરમાં જવાનો રસ્તો બહુ વિકટ હતો. કોઈ પણ કેડી અગર રસ્તો ત્યાં જણાતો નહતો અને ગરીબ બિચારા ઘરડા માણસના ઉઘાડા પગમાં કાંટા તથા અણીદાર પત્થરો વાગતા હતા.



# प्रकरण ४ थुं.

## कोरीलीन.

આવી વિકટ જગામાં ઘણો વખત ચાલવાથી વોલેસના ઘરનો આ નિમકહલાલ નોકર અત્યંત થાકી ગયો, અને એક ઊંચી ટેકરી ઉપર વિસામો લેવાસારૂ બેઠો. મધ્યાનનાં ઉષ્ણ કીર્ણ આ વખત આ ટેકરી ઉપર પડતાં હતાં તેથી પોતે ઝાડને છાંયે બેઠો અને રસ્તામાંથી વીણી લીધેલાં બેડાં ચણીયાંબોર તથા પાણી પી તેણે નાસ્તો કર્યો. અગર જો આટલા બુજ નાસ્તાથી તે ઘ-

રાખો નહીં, પરંતુ, એટલું પણ મળી આવ્યું તેને સારૂં તેણે પરમેશ્વરનો ઉપકાર માન્યો, અને અરધો કલાક વિસામો લઈ તે પાછો પોતાને રસ્તે આગળ ચાલ્યો.

જેમ જેમ તે આગળ ચાલવા લાગ્યો તેમ તેમ રસ્તો વધારેને વધારે વિકટ તથા ભયાનક થતો ગયો. ઘીચ ઝાડીમાં કેટલોક વખત ચાલવા પછી એક મોટાં નાળાંની પાસે તે આવી પોહોચ્યો. એવામાં આકાશમાં એકાએક વાદળાં થઈ આવી સખ્ત વરસાદ વરસવા લાગ્યો તથા વીજળીના કડાકા થવા લાગ્યા. નાળામાં પાણી ઘણું વધારે થતું જોઈ હાલબર્ટને બીક લાગવા માંડી પણ હીંમત લાવી તે આગળ ચાલ્યો, અને અત્યંત મુસીબત વેઠી છેવટ કોરીલેનની ગુફા પાસે આવી પોહોચ્યો. વોલેસે પણ તેને ત્યાં આવવાસારૂ અત્યારનો વખત આપેલો હતો તેથી તેણે પોતાનું બ્યુગલ વગાડી શેઠે આપેલી નિશાની તેણે બ્યુગલમાં ગાવા માંડી. આ કવિતા જ્યારે મેરીયન વાડીમાં હોય ત્યારે તેને ઘરમાં બોલાવવા સારૂ વોલેસ હંમેશ બ્યુગલમાં ગાતો. તેના ઘરડા અવાજથી બ્યુગલ બરાબર વાગ્યું નહીં, તોપણ, વોલેસ જેવા ચતુર નરના કાન ઉપર એ અવાજ તુરત પડ્યો અને તે નદી ઓળંગી તુરત હાલબર્ટની પાસે આવી ઉભો.

આ દુનીયામાં પોતાની વહાલામાં વહાલી ચીજની ખબર અંતર મેળવવા સારૂ અતી હર્ષથી તે પેલા ચાકરને બાથમાં લઈ મળ્યો અને પછી પુછ્યું "મારા નિમકહલાલ નોકર, મારી વહાલી મેરીયનની શી ખબર છે?"

પેલા દુખી ચાકરે જવાબ દીધો "હું બહુ થાકી ગયોછું માટે મને તમારા નિર્ભય રેહેઠાણમાં પ્રથમ લઈ જાઓ અને ત્યાં હું તમને સઘળી હકીકત કહી સંભળાવીશ."

વોલેસે જાણ્યું કે પોતાનો બુઢો નોકર ખરેખર થાકી ગયો હશે; કારણ, પોતે સારી રીતે જાણતો હતો કે મારે રહેવાની જગોએ આવવાનો રસ્તો ઘણો વિકટ અને ભય ભરેલો છે. વળી જ્યારે વરસાદનું તોફાન થએલ ત્યારે પણ તે પોતાની ગુફામાં બેઠો બેઠો પોતાના વિશ્વાસુ નોકરને રસ્તામાં કેવું દુઃખ તે તોફાનથી થશે તેનો તેણે વિચાર કર્યો હતો. હાલબર્ટના ચેહેરા ઉપરની ફીકાશ તથા દીલગીરી જોઈ તેને જરા ચિંતા ઉત્પન્ન થઈ હતી, પણ ઉપરના સઘળા બનાવો ધ્યાનમાં લીધાથી એ ચિંતા દુર થઈ.

આ ઘરડા માણસને પોતાના હાથનો ટેકો આપી વોલેસ ઘણી સંભાળથી તેને નાળાના કાંઠાસુધી લઈ ગયો, અને ત્યાંથી તેને પોતાના હાથમાં ઉંચકી લઈ તે પાણીમાં પડ્યો, અને પોતાને રહેવાની ગુફામાં ગયો. હાલબર્ટનું ગળું સુકાઈ ગયું હતું તેથી તેણે જરા પાણી પીધું અને જરા હુંશીયારીમાં આવવાથી તેણે પોતાના શેઠના સામું જોયું.

વોલેસે કહ્યું "હાલબર્ટ, મારી વહાલી મેરીયનના ખબર કહેવા સારૂ કેમ હવે તું શક્તિવાન છે?"

હાલબર્ટે પોતાના શેઠનો આનંદી ચેહેરો જોઈ પોતાના તરફના માઠા સમાચારથી તેને નારાજ નહીં કરવાના વિચારથી તેણે સવાલનો પાધરો જવાબ નહીં આપ્યો પણ કહ્યું "મેં તમારા પરોણાને નિર્ભય જગોએ મોકલાવેલ છે તથા પેલી લોઢાની પેટીને પણ તેની સાથે બાંધેલ મોકલાવી છે."

વોલેસે પુછ્યું "શું ! આપણે ભુલ ખાધી હતી ? જ્યારે આપણે કુવામાં જોયું ત્યારે એ અમીર મરી ગએલો નહીં હતો ? "હાલબર્ટે એ વીશેની ના પાડી પેલા અમીર વીશેનો હેવાલ આપવા માંડ્યો પરંતુ વોલસ વચ્ચે બોલી ઉ-

ક્યો—"પણ હાલબર્ટ, મારી સ્ત્રીના ખબર તું કેમ મને કહેતો નથી? તેની પેહેલાં બીજાના ખબર તું શા વાસ્તે મને કહેછે? તું જાણેછે કે તેની સહીસલામતીમાં મારૂં આ દુનીયા ઉપરનું સર્વ સુખ રહેલું છે!"

અત્યંત દુઃખથી પોતાના ઘુંટણીયા ઉપર પડી હાલબર્ટે જવાબ આપ્યો "અરે મારા વહાલા સરદાર! મારી શેઠાણી એક નિર્ભય જગોએ બેઠી બેઠી તમને યાદ કરેછે. તે પરમેશ્વરના તખ્ત પાસે પોતાના વહાલા વોલેસ સારૂ સ્તુતી કરેછે."

વોલેસે જરા ગભરાઇને પુછ્યું "હાલબર્ટ! તું શું કહેછે? મારી મેરીયન! બોલ!—મને જલદી કહી દે કે તે જીવે છે કે નહીં!"

હાલબર્ટે જવાબ દીધો "સ્વર્ગમાં તે જીવેછે?"

હાલબર્ટના મુખમાંથી આવા દુખદાયક ખબર સાંભળી વોલેસે પોતાનો ચેહેરો બે હાથથી ઢાંકયો, અને એક મોટી ચોસ પાડી તે જમીન ઉપર પડ્યો. પોતાના દુઃખથી તેની વહાલી સ્ત્રીને કસુવાવડ થઈ હશે અને તેથી કદાચ તેનો તથા તેનાં વહાલાં બચ્ચાંનો કાળ થયો હશે એવા દુખ દાયક વિચારો મનમાં આવી વોલેસને દુખી કરવા લાગ્યા. તેની આંખોની આસપાસ અંધારી વળી ગઈ. ચૈતન્ય તેના શરીરમાંથી જવા લાગ્યું. આથી પોતે ખુસી થવા લાગ્યો કે મારો આત્મા થોડીવારમાં તેણીની ભેગો થશે.

હાલબર્ટે પોતાનું બોલવું જારી રાખ્યું "મરતી વખત તેણીએ તમારે સારૂ પરમેશ્વરની પ્રાર્થના કરી હતી, અને જ્યારે તેના અમર આત્માએ તેણીના જખમી થએલા શરીરનો ત્યાગ કર્યો ત્યારે મરતી વખતના તેના છેલા શબ્દો "મારા વોલેસ!" એવા હતા.

આ માઠા સમાચાર સાંભળતાંજ વોલેસ એક મોટી બુમ પાડી બેબાકળો એકાએક ઉભો થયો, અને આખી ગુફા તેના અવાજથી ગાજી રહી. હાલબર્ટ તેને પગે વળગી પડ્યો. તેના ફાટેલા ડોળા અને વિક્રાળ ચેહેરાથી તે જરા બીહીનો, પણ હીમત લાવી કહ્યું "મારા સરદાર, તું મારૂં સાંભળ. તારી સ્ત્રી જે આ વખત આપણી આસપાસ ઇશ્વરી દૂત તરીકે ઉભી હશે તેની ખાતર હું જે કહું તે મેહેરબાની કરી સાંભળ."

વોલેસ ગાભરો બની આસપાસ જોવા લાગ્યો અને બેભાનમાં તે હાલબર્ટનો હાથ પકડી બોલ્યો "મારી વહાલી મેરીયન મારી પાસેછે! અરે તારા અમર આત્મા! અરે મારી મરણ પામેલી સ્ત્રી! દુનીયામાં અવતર્યા વીનાનું મારૂં કુમળું બચ્ચું! અરે એ જખમો તેને કોણે કર્યા! બોલ, તેના પવિત્ર શરીર ઉપર હાથ ઉગામવાની કોણે હીંમત ધરી!"

હાલબર્ટે જવાબ દીધો "લેનાર્ક શહેરના હાકેમે."

તેના ફાટી ગયેલા ડોળાથી જાણે તે ગાંડો બની ગયો હોય એમ તેણે જુસ્સાથી પુછ્યું "કેમ? શા વાસ્તે! મારી સ્ત્રી! મારી સ્ત્રી! તેણે શું તેનું બગાડ્યું હતું!"

હાલબર્ટે કહ્યું "એક ઘાતકી મનુષ્યની ટોળી સાથે તે આવ્યો, અને મારી શેઠાણીને તેનો જીવ લેવાની ધાસ્તી બતાવી તમે, અર્લમાર, તથા પેલી ખજાનાની પેટી ક્યાં સંતાડીછે તે જલદી બતાવવા ફરમાવ્યું. મારી શેઠાણીએ તેને જવાબ નહીં આપ્યો તેથી નાખુશ થઈ તેણે પોતાની તલવાર એ બાઇની છાતીમાં મારી. બીજો ઘા તે મારવા જતો હતો એવામાં મને જે માણસોએ પકડી રાખ્યો હતો તેમનાથી છુટો થઈ હું તેની છાતી વચ્ચે પડ્યો. પણ

આ સઘળું કરવા છતાં તેણીનો બચાવ થયો નહીં. પેલા દુષ્ટની તલવારે તેણીનું હૃદય વીંધી નાંખેલું હતું!"

**વોલેસ** બોલી ઉઠ્યો "ભલા ભગવાન! તું આ ખુનની હકીકત સાંભળેછે કે?" તેણે પોતાના બે હાથ ઉંચા કર્યા, પછી આંખો વીંચી ઘુંટણીએ પડી તેણે સ્તુતી કરી "હે અદલ ઇનસાફી પીતા! તારો ન્યાય આ દુનીયામાં બેસાડવાની મને સત્તા આપ! આ પવિત્ર સ્રીના ખુનનું મને વેર લેવાદે, અને પછી મને તારી છાંયામાં બચાવે!"

દ્રઢ મન કરી **વોલેસ**ને ઉઠતો જોઈ **હાલબર્ટે** કહ્યું "મારા દયાળુ સરદાર, તે ઘોજારી તલવાર આ રહી; તેના ઉપરનું લોહી એ પવિત્ર આત્માનું છે, અને હું તે તારે સારૂ આંહી લાવ્યોછું."

**વોલેસે** તલવાર પોતાના હાથમાં લીધી, તેના તરફ તેણે તાકીને જોયું અને પછી હાથ લગાડ્યો, અને ગાંડા માણસની માફક તેને ચુંબન કરવા લાગ્યો. તલવાર હજી સુકાણી નહીં હોવાથી તેના હોઠ લોહીવાળા થયા, તેણે કહ્યું "**મેરીયન**! **મેરીયન**! શું તારા લોહીથી મારા હોઠ ખરડાયા છે?" થોડીવાર તે ઘોજારી તલવાર પોતાના કપાળ સાથે અડકાડી ઉભો રહ્યો, અને પછી જરા મોહો મલકાવી તે બોલ્યો "હે મારા પ્રાણથી પણ અધિક સ્રી! જ્યાંસુધી હું આ તલવારને તારા મારનારના લોહીમાં રગદોળીશ નહીં ત્યાંસુધી હું તેને મારા હાથમાંથી છોડીશ નહીં."

**હાલબર્ટે** તેના આવા વિચિત્ર દેખાવથી બીહીને પુછ્યું "મારા સરદાર, તારો શો ઇરાદો છે? તું શું કરી શકે એમછે? તું એકલ પંડ"—

"હું એકલો નથી—પરમેશ્વર મારી મદદે છે. હું તેનું

વેર લઇશ. જુલમગારો, હવે સમાલો! હું તમારો નાશ કરવા આવું છું. આમ કહી તે એકદમ નાઠો અને સામેની ટેકરી ઊપર ચડી ગયો. પણ એવામાં **હાલબર્ટ**ની ચીસ તેણે સાંભળી. તેને ભાન આવ્યું અને ફરી પોતાના વિશ્વાસુ ચાકર પાસે આવી તેને શાંત ચિત્તથી ખૂબ હીંમત આપી. "હું તને આ એકાન્ત સ્થળમાંથી સામેના ડુંગરો જ્યાં **એલર્સલી**ના ભરવાડો પોતાનાં ઢોરોને ચારેછે ત્યાં લઈ જઇશ. અને **બોથવેલ કાસલ** આવવાની તારામાં શકિત આવે ત્યાંસુધી તું ત્યાં રહેજે. **લોર્ડમાર** મારી ખાતર તારૂં રક્ષણ કરશે."

**હાલબર્ટ**ને પેલું બ્યુગલ યાદ આવ્યું એટલે તે **વોલેસ**ને આપી **અર્લમાર**નો સંદેશો કહ્યો, તથા બ્યુગલ પોહોચ્યાની કાંઈ નિશાની તેણે **વોલેસ** પાસેથી માગી "મારા વહાલા સેઠ, તારા કીમતી વાળની એક લટ આપીશ તો તે પણ બસ થશે."

**વોલેસે** ટોપી ઉતારી પોતાના સુશોભિત વાળ છુટા કરી કહ્યું "આ ઘોજારી તલવારથી કાપીને હું તને મારા વાળ આપુંછું! **હાલબર્ટ** ફરી છાતીફાટ રોવા લાગ્યો, કારણ તેને સાંભરી આવ્યું કે મારી• વહાલી શેઠાણી **મેરીયન** આ સુંદર વાળથી કેવી ખુસી થઈ તેને ઓળતી તથા પોતાની સુશોભિત આંગળીઓ સાથે ખુસીમાં આવી એ વાળને વીંટાળી રમત ગમત કરતી હતી." આ બુઢા માણસને હીબકાં ખાતો જોઈ **વોલેસ** તેના વિચાર સમજી ગયો. તેણે કહ્યું "**હાલબર્ટ**, એવો વખત હવે આવવાનો નથી." એવું કહી તેણે પોતાના વાળનો ગુચ્છો પેલી તલવારથી કાપી આપ્યો.

તેણે કહ્યું "**મેરીયન**, તારા લોહીનો સ્પર્શ આ વાળને

થયોછે! અને તારા ખુનીઓના લોહીથી મારા માથાના દરેક વાળ હું રંગીશ. પેલા વાળની લટ બનાવી તેણે કહ્યું "લે, **હાલબર્ટ**, આ લટ **અર્લમારને** આપજે, અને કહેજે કે આ વાળ સિવાય **વિલિયમ વોલેસને** ફરી તે જોનાર નથી. જો હું લડાઇમાં મરાઊં તો આ નિશાની સામું જોવા તેને કહેજે, તથા મારા નુકશાનથી આખા સ્કોટલંડ દેશને માથે વિપત્તિઓ આવો પડશે; અને યાદ રાખજો કે પરમેશ્વર સ્વદેશાભિમાનીઓની મદદે આવેછે. જો આ વિચાર પ્રમાણે તે વર્તશે તો સ્કોટલંડ હજી પણ કોઈ વખત પાછું સ્વતંત્ર થશે."

**હાલબર્ટે** પેલી વાળની લટ પોતાના ગજવામાં મુકી, અને ફરીથી પોતાના સરદારને **બોથવેલ કાસલમાં** પોતાની સાથે આવવા આજીજી કરી. પેલા ભલા અમીરની દોસ્તીથી તેને કેટલો દીલાસો મળશે એ વાત બહુ તેને સમજાવી.

**વોલેસે** કહ્યું "જો તે ખરા સ્નેહથી મને ચહાતો હશે તો તે મારી ખાતર તારી સંભાળ લેશે. મને દીલાસો તેના કરતાં વધારે શક્તિમાન તરફથી (ઇશ્વરથી) મળવો જોઇએ; અને તે મહાન શક્તિ મને જ્યાં દોરી જશે ત્યાં હું જઇશ. જો હું જીવતો રહીશ તો તું મને ફરી મળવા પામીશ. પણ હવે સવાર પડવા આવી છે, માટે આપણે જુદા પડવું જોઇએ. સૂર્ય ઉગતાં પેહેલાં **હેસલરીજ** ઠેકાણે પડી જવો જોઇએ (મરી જવો જોઇએ)."

એમ કહી બંને ચાલતા થયા. **વોલેસ** જરા ઉતાવળથી ચાલવા લાગ્યો, અને **હાલબર્ટ** ધીમે ધીમે તેની પાછળ ચાલતો હતો.

અતિ ભયાનક અને વિકટ ચડઉતર કરતાં તેઓ ડુંગરાની ગાળીમાં આગળ ચાલ્યા; અને થોડીવારમાં પો-

તાની ધારેલી જગોએ આવી પોહોચ્યા. વોલેસ એક ઊંચી ટેકરી ઉપર ચડી ગયો અને ત્યાંથી પોતાનું બ્યુગલ વગાડ્યું.

જે દીવસથી સ્કોટલંડે પોતાનું નિશાન એડવર્ડ આગળ નમાવ્યું હતું તે દિવસથી લોકોના કાન ઊપર આ પોતાનાં વહાલાં બ્યુગલનો અવાજ નહીં સંભળાએલ હોવાથી થોડીવારમાં ટેકરી માણસોથી ભરાઈ જવા લાગી. પુરૂષો પર્વતોની ગુફામાંથી તથા સ્ત્રીઓ પોતાનાં નાહાનાં બાળકોને લઈ એકદમ દોડી આવ્યાં, અને જોવા લાગ્યાં કે તેઓને અતિ પ્રીય એવો આ સુંદર અવાજ ક્યાંથી આવતો હતો. પોતાના દેશને છોડાવનાર એક નવા ફીરસ્તા તરીકે વોલેસ ટેકરી ઉપર ઊભો હતો. તેનો લાંબો ઝભો હવામાં ઉડતો હતો. તેના ચળકતા સોનેરી વાળ ક્ષિતીજમાંથી નિકળતાં સૂર્યનારાયણનાં કીર્ણો સાથે જાણે મળી ગયા હોય એમ હવામાં ઉડતા હતા. વોલેસે આંખ ઊંચી કરી જોયું તો સઘળી ટેકરી ભાલાં અને તલવારના ઝબકારાથી મારતા હથીયારબંધ માણસોથી ભરાઈ ગએલીહતી.

પેલી નાશવંત તલવાર જે આ વખત સૂર્યનાં કીર્ણો પડવાથી એક મસાલ જેવી ચળકતી હતી તે હલાવી વોલેસે કહ્યું "હે બહાદુર સ્કોટ લોકો, તમે ઇશ્વરી પ્રેરણા સામુ જુઓ! હું તમને વેર લેવા સારૂ તેડવા આવ્યોછું. હું તમને કહેવા આવ્યોછું કે તમારી વહાલામાં વહાલી સ્ત્રીઓ તથા તેમનાં નિર્દોશ બાળકોનો વધ કરવા સારૂ ઇંગ્રેજ લોકોએ પોતાની તલવાર ઉઘાડીછે, અને નાહાનાં મોટાં ગમે તેવાં નિર્દોષ માણસોને પણ તેઓએ મારી નાંખવા માંડ્યાં છે. આ તલવારથી ગઈ રાત્રીએ લનાર્કના હાકેમ હેસલરીજે મારા ઘરમાં આવી મારી સ્ત્રીને કતલ કરી નાંખી છે!"

દરેક મનુષ્યના મોંમાંથી એક ઘાતકી ચીસ નિકળી જેથી **વોલેસ** બોલતો અટક્યો. એક તરફથી પુરૂષ વર્ગ બુમ પાડવા લાગ્યો કે "વેર લ્યો! વેર લ્યો!" અને બીજી તરફથી સઘળી એકઠી થએલી સ્ત્રીઓએ બુમરાણ મચાવી મુક્યું કે "**એલર્સલી**ની ભલી રાણીના મોતને માટે દીલગીરી! દીલગીરી!"

**વોલેસ** પોતાના બહાદુર સ્વદેશીઓ વચે ટેકરી ઉપરથી કુદી પડ્યો અને કહ્યું "ચાલો મારી પછવાડે, આપણે તેઓનો સંહાર કરીએ."

એક બુઢા માણસે આગળ આવી કહ્યું "અમને આગળ ચલાવ! લાર્જ ગામ આગળની લડાઇમાં મેં આ તલવાર ઉઘાડી હતી તે વખતે 'જીવ અને અલેકઝાંડર' એવા વિજયના શબ્દો હતા, પણ આ વખતે "મોત અને **લેડી મેરીયન** એવા શબ્દો આપણા મોંમાંથી નિકળશે."

દરેક જણ એક સાથે બોલી ઉઠ્યા "મોત અને લેડી-**વોલેસ**." દરેકે પોતપોતાની તલવાર મીયાનમાંથી બહાર કાઢી, અને બીજા ખેડુત હતા તેઓએ પોતાના હાથમાં કોશ–કોદાળી–ફરશી–દાતરડું વીગેરે જે આવ્યું તે લઇ તૈયાર થયા.

સાઠ ચુનંદા શખસો આ વખત પોતાના સરદારની પાસે આવી ઉભા રહ્યા. **વોલેસ** જેનું અંતઃકરણ પોતાની વહાલી **મેરીયનનું** નામ સાંભળતાંજ બરેફ જેવું ઠંડુગાર થઇગયું હતું તેણે પોતાની તલવાર ખુબ જોરથી પકડી અને બોલ્યો "આજ ક્ષણથી સ્કોટલંડ સ્વતંત્ર થયું છે, અગર તેમ નહિ થાય તો **વોલેસ** કદી પાછો આવનાર નથી! પોતાની પીંછાં વાળી ટોપી માથે મુકી માણસો તરફ જોઈ તેણે કહ્યું " મારા નિમકહલાલ મિત્રો,

તમારા બાપદાદા જેવા શુરવીર હતા તેવા તમે આ વખત શુરવીર થાઓ, અને જે સ્વતંત્રતા માટે તેઓએ પોતાના પ્રાણનું બળીદાન આપ્યુંછે તેજ સ્વતંત્રતા લેવા સારૂ આજ આપણે જઇએ છિએ. ચંદ્રમા આથમશે નહિ તે પેહેલાં તો લેનાર્કના જુલમી હાકેમને આપણે તેના લોહીમાં રગદોળશું."

"મોત અને લેડીવોલેસ" એજ અવાજ ફરી ચોતરફથી જોસબંધ જવાબ તરીકે થવા માંડ્યો.

વોલેસ ડુંગરોમાં આગળ ચાલવા લાગ્યો. તેના બહાદુર ગામડીઆઓ તેની પછવાડે આગળ ચાલવા માંડ્યા, અને જેમ ભુખ્યા વિકાળ સિંહ પોતાના શિકાર ઉપર દોડેછે તેમ રસ્તાની મુસીબત વેઠતાં તેઓ ડુંગરમાંની એક ટુંકી કેડી તરફ આગળ ચાલવા લાગ્યા.

— ❦ —

# प्रकरण ९ मुं.

## लेनार्क कासल.

બરાંઓ અને ઘરડાં માણસો જેઓ આ લડાઇમાં ભાગ લેવા લાયક નહોતાં તેઓ હાલબર્ટની આસપાસ ટોળું વળી ઊભાં, તથા આ ભયાનક બનાવ શી રીતે બન્યો એ વિશેનો ખુલાસો સાંભળવા લાગ્યા.

તેની વાત સાંભળી ત્યારે ઘણા લોકો રોવા લાગ્યાં. કોઈ પણ સાંભળનારને તેના કહેવાની અસર થયા વિના રહી નહિ. સઘળાં માણસોએ ગરીબ દયાળુ મેરીયનના પરોપકારનો લાભ લીધેલો હતો. તેઓ જ્યારે જ્યારે માંદાં પડતાં ત્યારે ત્યારે તેણી તેઓના બિછાના પાસે આવી ખેરાત કરતી. તેઓ દીલગીરીમાં હોય ત્યારે તેણી તેમને

દીલાસો આપતી, તથા જ્યારે કોઈ માંદુ પડતું ત્યારે બિછાના પાસે આવી તે સુખ આપતી; તથા ત્રીશુળ બતાવી તેમને મરતી વખત ઈશ્વર ઉપર આધારે રાખવા ભલામણ કરતી. કેટલાક તેને આસીરવાદ આપવા સારૂ સાજા થયા હતા, અને કેટલાક તેના સદગુણનાં વખાણ કરવા સારૂ સ્વર્ગમાં ગયા હતા.

આ વખતે એક જુવાન સ્ત્રી પોતાની આંખમાં આંસુ લાવી બોલી "અરે, શું તે બાઈ મરી ગઈ? શું એ ભલી પરોપકારી સ્ત્રીએ કબરમાં પોતાનો વાસ કર્યો? અફસોસ! તેણેજ મને આ મારાં નાનાં બચાંને જન્મ આપવા સારૂ એક ઓરડી આપી હતી. જ્યારે ઈંગ્રેજ લોકોએ મારા બાપને મારી નાખ્યો, અને અમને ઘરમાંથી કાઢી મુક્યાં, ત્યારે મારી ઘરડી અનાથ માને તથા મારા જખમી થએલા ભરથારને તેણીએ રહેવા સારૂ ઘરબાર આપ્યાં હતાં. અરે! તેનું વેર લેવા સારૂ મેં મારા ધણીને મોકલ્યો એ બહુ સારૂં કર્યું."

રાત્રી ઘણી જવાથી હાલબર્ટ પેલી ભલી સ્ત્રી સાથે તેને ઘેર ગયો, અને તેણીનો ભરથાર જે હાલ વોલેસ સાથે લડવા ગયો હતો તેના ખાલી પડેલા બિછાના ઉપર સુતો. બીજાં લોકો પોતપોતાના ઘરમાં ગયાં. અને ફક્ત પેલી સ્ત્રી તથા બીજી કેટલીક સ્ત્રીઓ આખી રાત બેસી વખત ગુજારવા લાગ્યાં.

**વોલેસ** અને તેનું નાનું લશ્કર ઝડપથી આગળ ચાલતું હતું. મધ્ય રાત્રીનો સમય થયો ત્યારે તેઓ **એલર્સલીની** ખીણ પાસે આવી પહોચ્યા, ત્યાં તેની વહાલી **મેરીયનને** ડાટેલી હતી. **વોલેસ** તે જગો જોવા સારૂ ત્યાં ગયો.

પણ એવામાં એક ઈંગ્રેજી બકતરવાળો સીપાઈ ત્યાંથી

જતો નજરે પડ્યો. તેને વોલેસના માણસોએ પકડ્યો. એક સ્કોટ તેના ટુકડેટુકડા કરવા જતો હતો એવામાં વોલેસે તેને અટકાવ્યો. તેણે કહ્યું "અરે સ્કોટ સબુર! અંગ્રેજ લોકોની માફક એક નિરાધાર માણસને આપણાથી કેમ મરાય. આ માણસ પાસે તેનો બચાવ કરવા સારૂ તલવાર પણ નથી."

પેલો સ્કોટ પોતાના સરદારના ફરમાનને તાબે થયો. પણ પેલો સીપાઈ વોલેસનો અવાજ સાંભળી બોલી ઊઠ્યો "આતો મારો સેઠ છે! બીજી વખત સરવીલીયમ વોલેસે મારી જીંદગી બચાવી."

વોલેસે પુછ્યું "તું કોણ છે? તારા માથાપરની ટોપી ઉપરથી તું મારો મિત્ર હોય એમ જણાતું નથી."

પેલા માણસે જવાબ દીધો "હું તમારો નિમકહલાલ નોકર ડુગાલ્ડ છું, જેને હેસલરીજના ઘામાંથી તારા બહાદુર હાથે એકવાર બચાવ્યો છે."

"આ બકતર તને ક્યાંથી મળ્યું તે પુછવાનો હાલ મને વખત નથી પણ જો તું એક ખરો સ્કોટ હોય તો તે બકતર ફેંકી દઈ મારી સાથે ચાલ."

તેણે કહ્યું "મારા સરદાર, આપણે એલર્સલી જવું નહીં, કારણ, લેનાર્કના હાકેમે એ શેહેર લુંટી લઈ જમીનદોસ્ત કરી નાખ્યું છે."

વોલેસ જોરથી પોતાની છાતી કુટી બોલ્યો "શું ત્યારે મારી વહાલી સ્ત્રીના મુડદાને પણ હું જોવા નહીં પામું? હે અતૃપ્ત રાક્ષસ!"

સીપાઇએ કહ્યું "તે આપણા દેશનો કટ્ટો રીપુ છે, માટે શુરવીર સરદાર આપણા દુખી દેશની ખાતર તમો જલદી આગળ ચાલો!"

**વોલેસે** ટેકરી ઉપર ચડી પોતાનું **એલર્સલી** જોયું તો ત્યાં તેનું ઘર દેખાણું નહીં, અને તમામ જગોએ રાખ સિવાય બીજું કાંઈ નજરે પડયું નહીં. આ કમકમાટ દેખાવ નહીં જોઈ શકવાથી તે જલદી **લેનાર્ક** તરફ આગળ ચાલ્યો.

વીજળીના જેવી ઝડપથી તેનું નાનું સૈન્ય **લેનાર્કના** કીલ્લા પાસેની ખાઈ આગળ આવી પોહોચ્યું. **વોલેસ** તુરત ખાઈ ટપી ગયો, અને સઘળું લશ્કર તેની પછવાડે **લેનાર્કના** ઉત્તર તરફના દરવાજા આગળ આવી પેહેરેગીરો ઉપર તુટી પડયું.

શેહેરનો હાકેમ પણ આંહી સુતો હતો. પેહેરેગીરોને કતલ કરી એવડું વેર લેવાસારૂ **વોલેસ** આગળ ચાલ્યો. તેની પછવાડે લડાઇની બુમ તેના માણસો પાડતા આવતા હતા તેથી દુશ્મનના સીપાઇઓ અરધી ઉંઘતી જાગતી હાલતમાં તથા પુરાં લુગડાં પણ પેહેરેલાં નહીં છતાં ત્યાં એકઠાં થયાં. **વોલેસ** ગવરનરને સુવાના ઓરડા પાસે આવ્યો ત્યારે ચોકીદાર તેનો વિક્રાળ દેખાવ જોઈ નાસી ગયો. એક લાતથી બારણાંને મીજાગરામાંથી ઉડાવી તે ઓરડામાં દાખલ થયો.

ખુની **હેસલરીજ** બીકથી જાગી ઉઠયો. જે અનાથ અબળાને તેણે વગરવાંકે મારી નાંખી હતી તેના ભરથારને એક હાથમાં ઉઘાડી તલવાર લઈ વેર લેવા આવેલો તેણે જોયો! નાઉમેદીની એક જબરી ચીસ પાડી તે માફી માગતો પોતાના બીછાનામાં પડયો અને ચાદર ઓઢી લીધી.

**વોલેસે** બીછાના ઉપર ધસી જઈ પોતાની સ્ત્રીના લોહીવાળી તલવાર દુશ્મનની છાતીમાં હુલાવી દીધી અને બોલી ઉઠયો "**મેરીયન! મેરીયન!**" **હેસલરીજને** મરી

ગયેલો જોઈ તેણે તલવાર પાછી ખેંચી લીધી, અને એ લોહીથી ટપકતી ખડગ તેણે પોતાના હાથમાં ઉંચી કરી કહ્યું "હવે મારૂં વેર તૃપ્ત થયું." એમ કહી તેણે પેલી તલવારના બે કડકા કરી ફેંકી દીધા. એવામાં તેના બહાદુર માણસો દુશ્મનોને મારી તેની મદદે આવી પોહોચ્યા. પણ તેઓની તલવાર તેણે મીયાન કરાવી. "હવે થઈ ચુક્યું." એમ કહી તેણે પેલી ચાદર ઉપાડી લીધી તો હેસલરીજને તેના લોહીથી ગરકાવ થએલો જોયો. મરી ગયો હતો તોપણ તેનો ચેહેરો ઘણો બીહામણો હતો.

વૉલેસે પોતાનું મોં ફેરવ્યું; પણ તેનાં માણસો આ દેખાવ જોઈ બહુ ખુસી થયાં અને બોલી ઉઠ્યાં "સર વીલીયમ વૉલેસના શત્રુઓના આ હાલ થાઓ!"

તેણે કહ્યું "એમ નહીં પણ સ્કોટલંડના દુશ્મનોના આવા હાલ થાઓ. મારા સ્વદેશ સિવાય મારે આ દુનીયામાં હવે કાંઈ નથી. તેને સ્વતંત્ર કરવો અગર નહીં તો મરવું એવા મેં પરમેશ્વર સમક્ષ સોગન લીધાછે. બોલો, આવા વાજબી કામસારૂ મારી સાથે આવવા કોણ તૈયાર છે?"

"સઘળા. વૉલેસની સાથે આવવા સારૂ સદા અમે સૌ તૈયાર છીએ!"

આ નવા ઠરાવની બુમ સાંભળી જે દુશ્મનોની ટોળી લડવાસારૂ હમણાં ગવરનરના ઓરડા પાસે આવતી હતી તે બીની. તેના સરદારે બહુ બહુ સમજાવ્યા છતાં તેઓ પાછા હઠયા. અને પેલા બહાદુર સ્કોટ લોકો વૉલેસની સરદારી નીચે દરવાજા પાસેથી ખાઈ ઓળંગી ચાલ્યા ગયા.

— ~~~ —

# प्रकरण ६ ठुं.

## कार्टलेन क्रेग.

જ્યારે આ બહાદુર ટોળી વિજય મેળવી પોતાને ઘેર પાછી આવી ત્યારે સૂર્યનારાયણ સામેથી ઊગતા જણાયા. તેઓના બ્યુગલના મધુર અવાજથી ગુફામાં સુતેલા લોકો જાગી ઉઠ્યા, અને સૌ પોતપોતાના બાળબચ્ચાંને અતિ હર્ષથી ભેટ્યા.

ઘણી ઉદ્યોગી સ્ત્રીઓએ સાથે મળી જે બિછાનું બનાવ્યું હતું તેના ઉપર વોલેસ સુતો, અને તેના બ્યુગલના અવાજથી જાગી ઉઠેલો તેનો નિમકહલાલ નોકર હાલબર્ટ તેની પાસે આવી ખબર અંતર પુછવા લાગ્યો.

વોલેસે કહ્યું "પેલા જુલમગાર હાકિમને તેના નીચ ગુન્હા બદલ યોગ્ય નસીયત થઇછે. તે અને તેની સાથે એડવર્ડનાં ઘણાં માણસો માર્યાં ગયાં છે. મારૂં વેર તૃપ્ત થયું એમ કહીએ તો ચાલે. પણ અરે હાલબર્ટ! મારા અંતઃકરણમાં જે કારીઘા વાગ્યો છે તેનો બદલો કેમ વળે? મારૂં સરવસ્વ નાશ થઈ ગયું. મારે હવે આ દુનીયામાં કાંઈ રહ્યું નથી, પણ ફક્ત હું બીજાને ઉપયોગી થઇશ! આપણા દેશના દુશ્મન સામે આજ આપણે તલવાર ઉઘાડી છે, અને હું સોગન ખાઊંછું કે પરમેશ્વરની કૃપાથી જ્યાંસુધી આપણે આપણા સ્વદેશને મારા સુખનું હરણ કરનાર દુશ્મનોથી છુટો કરીએ નહીં ત્યાં સુધી એ તલવારો કદી મીયાનમાં પાછી જવાની નથી! આજ રાત્રીએ મારી બહાદુર ટોળીએ મારી સાથે આવવાના સોગન ખાધાછે; અને મરવું કાં દેશને છુટો કરવો એવો દ્રઢ નિશ્ચય વોલેસ અને તેના મિત્રોએ કરેલો છે."

આ શબ્દો સાંભળી ઘરડા માણસની આંખમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી, અને તે બોલ્યો "અરે! મારા શુરવીર સરદાર, તમારો વિચાર શું કરવાનો છે? મોતના મોંમાં શા વાસ્તે જઇને જાણી જોઈ પડોછો? જે સ્રીને સારૂ તું હમણાં વિલાપ કરતો હતો તે સ્રીની ખાતર, અગર પેલા ઘરડા અમીરની ખાતર તું તારો ઠરાવ ફેરવ!"

વોલેસે જવાબ આપ્યો "નહિ, મારા ભલા હાલબર્ટ. હું નામરદ અગર ઉછાંછળો નથી. માટે મારા નિમકહલાલ નોકર, આજ રાત્રીએ અમે જે ઠરાવ કર્યોછે તેને સારૂ તું દીલગીર થઇશ નહિ. લોર્ડમારની પાસે જઈ તું મારો ઠરાવ કહેજે. હવે મને મારા સ્વદેશ સિવાય બીજું જીવવાનું કારણ રહ્યું નથી. અને આજથી મારી ઓરત-છોકરાં વીગેરે જે ગણું તે મારો સ્વદેશ છે. હાલબર્ટ, શું તું મને આ મારાં સંબંધીથી જુદો પાડવા ચાહેછે? શું મારા દેશના બચાવનો વિચાર છોડાવી તું મને આ ખડકોમાં એક ફકીરી જીંદગી ગુજારતો જોવાને ખુસીછો? કારણ મારા દેશના બચાવ સિવાય હું કોઈ મનુષ્યના સમાગમમાં આવવા ઇચ્છતો નથી."

હાલબર્ટ—"પણ ધારો કે અર્લમાર પોતાનું લશ્કર લઇ તારી મદદે આવવા નિકળે તો અમે તને ક્યાં આવી મળીએ?"

વોલેસ—"આ જંગલમાં, જ્યાં હું હમણાં રહેવાનોછું. મારો વિચાર મારા સ્વદેશીઓનો બચાવ કરવાનો છે પણ વગર કારણે તેઓને જોખમમાં ઉતારી મારી નાંખવાનો નથી."

આવું ભય ભરેલું કામ માથે લેવાથી ભવિષ્યમાં કેવાં માઠાં પરીણામ બનશે એવો વિચાર હાલબર્ટના મનમાં આવ્યો તેથી તે બહુ દીલગીર થયો. તેણે પોતાના સેઠને

સલામ કરી સુવા દીધો, અને પોતે બહાર જઈ એકલો રોવા લાગ્યો.

બપોર થયા ત્યારે **વોલેસ** જાગ્યો, અને આંખ ઉઘાડી જોયું તો પહાડની બખોલમાં પોતાને સુતેલો જોઈ તેને પોતાનાં આગલાં દુઃખ પાછાં સાંભરી આવ્યાં, અને તેણે ઊંડો નિસાસો મુકયો. **હાલબર્ટ** એ સાંભળી તેની પાસે આવ્યો અને **બોથવેલ** જવાની તેની પાસે આજ્ઞા માગી અને કહ્યું કે **અર્લમારને** તમારે સારૂ જલદી મદદ મોકલવા હું વિનંતી કરીશ.

**વોલેસે** કહ્યું "તેને વિનંતીની જરૂર નથી, પણ વહાલા **હાલબર્ટ** તું હવે આંહીથી જા. તને સહીસલામત જોઈ હું બહુ રાજી થઇશ. તું ગમે ત્યાં જઇશ પણ મારો આસીરવાદ અને પ્યાર તારી સાથેજ રહેશે."

**હાલબર્ટ** ઘણું રોયો. **વોલેસને** પણ રોવું આવે એવો આ વખત હતો, પણ હીંમત લાવી તેણે પોતાના નોકરને દીલાસો દીધો. **હાલબર્ટે** છેલી સલામ કરી રજા લીધી.

થોડેક રસ્તે સુધી તેને વળાવવા સારૂ **વોલેસના** માણસો ગયાં પણ તેમને પાછાં વાળી પોતે એકલો પંથે પડ્યો.

ઘણા માઇલ ચાલતાં ચાલતાં તે **બોથવેલ** કીલા પાસે આવ્યો, અને પોતે **વીલીયમવોલેસ** પાસેથી આવેછે, એવા ખબર દરવાનને કહેવાથી તેને એકદમ અંદર દાખલ કર્યો.

એક સુંદર ઓરડામાં **અર્લમાર** બિછાના ઉપર સુતો હતો ત્યાં **હાલબર્ટને** એક ચાકર લઇ ગયો. એક જુવાન અને ખુબસુરત સ્ત્રી સુંદર પોશાક પેહેરી તેના માથા પાસે બેઠી હતી. બીજી તેનાથી નાની પણ અત્યંત ખુબસુરત સ્ત્રી દવાથી ભરેલું ગ્લાસ પોતાના હાથમાં લઈ તેના પગ પાસે બેઠી હતી. લેડી **મેરીયનની** ખુબસુરતી ચંદ્રની રાત

જેવી હતી, પરંતુ આ વખત જે સ્ત્રીએ તેના સામું જોયું તેનો ચેહેરો અતિ ખુબસુરત તથા આનંદી જણાયો. અને આ ઘરડા માણસની આંખો અગર જો રોવાથી ઝાંખી થઇ ગઈ હતી તોપણ આ ખુબસુરત નાજનીનો ચેહેરો જોવાથી તે અંજાઈ ગઈ. તે સ્ત્રીની પાસે એક જુવાન માણસ ઉભો હતો. હાલબર્ટ આવ્યો કે તુરત અર્લમારે બેઠા થઇ તેને માન આપ્યું. પેલી જુવાન સ્ત્રી પણ ઉભી થઈ, અને પેલો જુવાન માણસ પણ જરા આગળ આવ્યો.

અર્લમારે સરવિલિયમ વોલેસના ખબર પુછ્યા તથા તે ક્યારે બોથવેલ આવશે એ પુછ્યું.

હાલબર્ટે જવાબ દીધો "હાલ તે આંહી આવી શકે તેમ નથી સાહેબ. તેણે પોતાને માથે એક ઘણું અઘરૂં કામ લીધું છે. પણ તેણે પોતાનું વેર લીધું છે! લેનાર્કના હાકેમને તેણે મારી નાંખ્યો છે." પેલી જુવાન સ્ત્રી આ સાંભળી જરા ચમકી.

અર્લમારે પુછ્યું "કેવી રીતે?"

એલર્સલીમાં બનેલા દુખદાયક બનાવની સઘળી હકીકત સાંભળી વોલેસને કેટલું માઠું લાગ્યું હતું તે સઘળી વાત હાલબર્ટે કહેવા માંડી. પોતાના બહાદુર સરદાર ઉપર જે સંકટો આવી પડયાં હતાં તેનું વેર લેવા સારૂ પડોસના ભરવાડો કેવા ઉશ્કેરાઈ જઈ લડવા આવ્યા હતા. એ સઘળી વાત જ્યારે હાલબર્ટ પોતાની અસરકારક ભાષામાં કહેતો હતો ત્યારે પેલી જુવાન સ્ત્રી તથા પુરૂષની આંખમાંથી આંસુ વહેતાં હતાં. તેઓએ એક બીજાની સામું જોવા માંડયું, અને હાલબર્ટે વાત આગળ ચલાવી.

"જ્યારે મારો વહાલો સરદાર પોતાના બહાદુર માણસો સાથે લેનાર્ક તરફ જતો હતો ત્યારે તેને રસ્તામાં કુ-

ગાલ્ડ માર્યો—જે જખમી માણસે ઓરડામાં આવી આપણને અંગ્રેજ લોકોના આવવાના ખબર કહ્યા હતા તે ફુગાલ્ડ—તે ઘાતકી રાત્રે દુશ્મનોની બીકથી તે પાસેની ઝાડીમાં સંતાઈ રહ્યો, અને જ્યારે સઘળું શાંત થયું ત્યારે તે ઝાડીમાંથી બહાર આવ્યો, અને એક ઈંગ્રેજી ટોપી તથા ડગલો પડ્યાં હતાં તે તેણે પેહેરી લીધાં. એવી બીકથી કે રખેને રસ્તામાં હેસલરીગનાં માણસો મળે. તેને ઘણી ભુખ લાગી હતી તેથી તે ખોરાક લેવા સારૂ ઘરમાં જતો હતો એવામાં તેણે દુરથી હથીયારબંધ માણસો આવતાં જોયાં. અને પોતે પાછો જઈ અસલ જગોએ સંતાઇ ગયો. જે ઘરમાં એક વખત શાંતી અને પવિત્રતા જોવામાં આવતી ત્યાં આ વખત બિભત્સ શબ્દો અને બરાડા સંભળાવા લાગ્યા. પણ થોડીવારમાં તો ઘરમાંથી આગના ભડકા દેખાવા લાગ્યા. વિજયની બુમ પાડતા સીપાઇઓ ઘરમાંથી નિકળ્યા. કેટલાક લોકો અંદરની લુંટ લઇ ચાલ્યા ગયા, અને બાકીનાંઓ ઘર બળી ખાખ થઇ ગયું ત્યાં સુધી ગમત જોતા ઉભા રહ્યા.

"આવી રીતે સઘળું પાયમાલ કરી તેઓ ચાલતા થયા. તેઓ ગયા પછી ઘણી વારે ફુગાલ્ડ ડુંગરો તરફ આવતો હતો એવામાં આપણી શુરવીર ટોળીએ તેને ઈંગ્રેજી પોશાકમાં જોયો અને કેદ પકડી લીધો. પણ વોલેસે તેને ઓળખ્યો, અને તેને મોંએથી એલર્સલીના નાશની સઘળી હકીકત સર્વે જણાએ અતિ ખેદથી સાંભળી."

**અર્લમાર** બોલી ઉઠ્યો "અરે બહાદુર અને દુઃખી વોલેસ! મારી જીંદગીનો બચાવ કરવાથી તને કેટલું દુઃખ ભોગવવું પડ્યું? પણ આગળ ચલાવ હાલબર્ટ; લેનાર્કથી તે કેવી રીતે સહીસલામત આવ્યો તે વાત મને કહો."

તે શેહેરમાં જે ભયંકર બનાવ બન્યા તે વાત હાલબર્ટે કહી સંભળાવી; તથા જ્યારે ગવરનરને માર્યો તારે વોલેસે જે પ્રતિજ્ઞા પોતાના દેશને સ્વતંત્ર કર્યા સિવાય મનુષ્યના સમાગમમાં ન આવવાની લીધી હતી, તે પણ કહી સંભળાવી.

અર્લમારે કહ્યું "અફસોસ! એ વાત કેમ બનશે? પરેમ્બર, આવા ઉત્તમ ગુણ વાળો શુરવીર નર એક ફકીરી વેશ ધારણ ન કરે તો વધારે સારૂં!"

"ના સાહેબ, કાર્ટલેનના ડુંગરામાં આવી તે રહેલછે." હાલબર્ટે કહ્યું. મેરએ કહ્યું "શાવાસ્તે? તે મારી પાસે કેમ આવ્યો નહીં? આમારો કીલો ઘણો મજબુતછે, અને જ્યાં સુધી એ કીલો સહીસલામતછે ત્યાં સુધી ઇંગ્લંડનું ગમે તેટલું લશ્કર આવે તો પણ હું તેને સોપનાર નથી."

બુઢા હાલબર્ટે જવાબ આપ્યો "આપની દોસ્તીની તેને પકી ખાતરીછે; પણ પોતાનો સ્વદેશ દુઃખમાંછે ત્યાં સુધી તે સુખ ભોગવવા ચહાતો નથી. તેણે મને ચાલતી વખત આ પ્રમાણે કહ્યુંછે "સ્કોટલંડ ને સ્વતંત્ર કરવું તથા તેના દુશ્મનોનો નાશ કરવો તે સિવાય હવે મારે બીજું કામ કરવાનું નથી. વિલિયમવાલેસ આ સિવાય બીજું કામ કરવાનો નથી. પણ જો હું લડાઈમાં મરાઉંતો લોર્ડમાર ને કહેજેકે સ્કોટલંડને માથે હજી નવી આફતો આવી પડશે; પણ યાદ રાખજોકે પરમેશ્વર સ્વદેશનું રક્ષણ કરનારની મદદે હમેશાં રહેછે!"

પેલી જુવાન સ્ત્રીની આંખમાંથી આ વખત એટલાંતો આંસુ પડવા લાગ્યાંકે તે પોતાનો શોક દબાવવા સારૂ ઉઠીને બારી પાસે ગઈ.

પેલા જુવાન પુરૂષે કહ્યું " અરે ! મારા કાકા, સ્કોટલંડને સ્વતંત્ર કરવું એ બેશક બની શકે તેવુંછે. વોલેસે કહેલા શબ્દો ઇશ્વરીછે એમ મને પકી ખાતરી થાયછે. "

અર્લમારે વોલેસના વાળનો ગુછો પોતાના હાથમાં લીધો અને તાકીને તેના તરફ જોવા લાગ્યો.

" પરમેશ્વર સ્વદેશનું રક્ષણ કરનારને મદદ આપેછે." આ વાક્ય બોલી તે જરાવાર અટક્યો. તેનો ચેહેરો રતાશ ધારણ કરતો ગયો, અને પેલા વાળના ગુછાને ચુંબન કરી તે બોલ્યો " ખરેખર, તારા સોગનનો આપણે અમલ કરશું. ડોનાલ્ડમારની પાસે જે લશ્કર અને હથીયારછે તે સઘળાં તારો હુકમ ઉઠાવવા તૈયારછે ! "

પેલી મોટી ઉમરની સ્ત્રી બોલી ઉઠી " મારા ખાવિંદ ! તમારી હાલત એ કામ માથે લેવાની હાલ નથી. તમારા જખમો હજી રૂઝાણા નથી; તમને હજી તાવ આવેછે ! અને આવી હાલતમાં રણક્ષેત્રમાં જવાથી તમારી જીંદગી કેટલા જોખમમાં આવી પડશે તે વિચારો."

તેણે જવાબ આપ્યો " હું હથીયાર પકડવા લાયક થઇશ ત્યાં સુધી રણભુમીમાં નહીં જાઉં, પણ તે દરમીઆન મારૂં તથા મારા મિત્રોનું લશ્કર મારા શુરવીર બચાવનારનું રક્ષણ કરવા સારૂ હું એકઠું કરી તેની પાસે મોકલાવીશ. આ વાળના ગુછાનું હું નિશાન બનાવીશ, અને તે જોવાથી કોઈ બહાદુર સ્કોટ લડાઈમાં પાછી પાની કરશે નહીં ! પેલી જુવાન નાજુક તરૂણી તરફ જોઈ તેણે કહ્યું " મારી વહાલી હેલન, આ વાળનો ગુછો લે, અને આવતી કાલ સવારે સુધીમાં એ સઘળા વાળ આપણા લડાઇના નિશાનમાં ગુંથી નાંખ અને તેના ઉપર

'ઇશ્વર સ્વદેશહીત કરનારને મદદ આપેછે.' એવા શબ્દો ગુથજે."

**હેલન** બીતી બીતી તેની પાસે આવી, તેના પીતાએ **વોલેસની** બહાદુરી તથા તેની વહાલી સ્ત્રીના મરણ વિશેની સઘળી હકીકત તેને કહી સંભળાવી હતી તેથી **વોલેસને** પડેલી વિપત્તિ માટે તેને બહુ દયા આવી. તેણે પેલા વાળ પોતાના હાથમાં લીધા, અને ઓરડાની બહાર જતી હતી એવામાં તેણીએ પોતાના પીત્રાઇભાઇને પગે પડી અરજ કરતાં સાંભળ્યો.

તેણે કહ્યું "મારા માનવંતા કાકા, હું આપને બે હાથ જોડી નમ્રતા પૂર્વક વિનંતી કરૂંછું કે જો આપ મને ખરા અંતઃકરણથી ચહાતાહો, અને મારી ભવિષ્યની આબરૂની ઇચ્છા ધરાવતા હો તો કૃપા કરી મને આપણું નિશાન લઇ **સરવિલિયમ વોલેસ** પાસે જવાની રજા આપો."

આ અરજનો શું જવાબ મળેછે તે સાંભળવા સારૂ **હેલન** ઉંબરા આગળ ઉભી રહી.

**લોર્ડમારે** જવાબ આપ્યો "મારા વહાલા ભત્રીજા, આ તારી ઉમદા માગણી હું માન્ય રાખુંછું. આવતી કાલ હું **બોથવેલના** ખેડુતોને એકઠા કરીશ. અને તેઓને તથા આપણા સીપાઇઓને લઇ આવતી કાલ રાત સુધીમાં તું **વોલેસ** પાસે જજે."

લડાઇનાં જોખમ નહીં જાણતી છતાં પોતાના પીત્રાઇ ભાઇની આવા શુભ કામમાં મદદ કરવાની ઇચ્છા જોઇ **હેલન** બહુ રાજી થઇ, અને ઉતાવળી ઉતાવળી પોતાના ઓરડામાં જઇ નિશાન ગુંથવાનું કામ કરવા લાગી.

તેણીની ઓરમાન માના વિચાર આથી તદન જુદાજ હતા. **લોર્ડમારના** મુખમાંથી ઉપલા શબ્દો સાંભળી તેના

નામળા બાંધા ઉપર તેથો કેવી માઠી અસર થશે, તથા વાલેસને આમ જાહેર રીતે મદદ કરવાથી આગળ ઉપર કેટલું નુકશાન થશે એવા વિચારથી તેની સ્ત્રી બહુ ગભરાણી, અને પોતાના ભત્રીજાને હુકમ કર્યો કે હાલબર્ટને આંહીથી લઇ જઈ તેને ખાવા પીવાની તજવીજ કરાવો. આ સઘળો વખત હાલબર્ટ લોર્ડમારની સખાવત માટે સ્તુતી કરતો હતો.

જ્યારે ઓરડામાં પોતે બે એકલાં રહ્યાં ત્યારે તેણે પોતાના ભરથારને આવું રાજ્યવિરૂદ્ધ કામ નહીં કરવા સારૂ બહુ સમજાવવા માંડ્યો. તેણીએ કહ્યું "મારા ખાવિંદ, વિચાર કરો કે હાલ સ્કોટલંડ ઇંગ્લંડના રાજાને તાબે છે. તેના સીપાઇઓ આપણા શેહેરનો કબજો લઈ બેઠા છે, અને રાજ્યની સઘળી જગોએ તેના વિસ્વાસુ માણસોછે!"

લોર્ડમાર—"હે સ્ત્રી, શું ત્યારે આપણે આ સઘળા જુલમાટને તાબે થવું! ડનબારની લડાઈ પછી જો મેં અને મારા જેવા ઉમરાવોએ દુશ્મનને તાબે નહીં થતાં અમારી તલવારો ઊઘાડી રાખી દેશનો બચાવ કર્યો હોત તો સ્કોટલંડની આ હાલત થાત નહીં; અને લેનાર્ક શેહેરના ધોરી રસ્તા ઉપર અંગ્રેજ જુલમગારો મારૂં અપમાન કરી શકત નહીં; તથા મારો બચાવ કરવા જતાં વીલીયમ વોલેસે પોતાની વહાલી સ્ત્રીનું બળીદાન આપ્યું, તથા પોતે ઘરબાર વીનાનો થઈ જંગલમાં રખડતો થયો એ વખત આવત નહીં!"

લેડીમાર આ દલીલ સાંભળી જરા અટકી અને બોલી "એ સઘળી વાત ખરી હશે, પણ જે થવાનું હતું તે થઈ ચુક્યું; સ્કોટલંડ પારકાને તાબે થયું. પણ જો તે પાછું મેળવવામાં તમે તમારા મિત્રને મદદ કરવા જશો તો તેના

બચાવ નહીં થતાં તમે પણ મોતને શરણ થાશો. તમારો વિચાર નિરૂપયોગી તથા મૂર્ખાઈ ભરેલો છે. હવે શું તમારે વધારે જોઇએ ? બે રાજા વચેની લડાઇનો હવે છેડો આવ્યોછે; અને જ્યારે બેલિયલે રાજીખુસીથી પોતાનું રાજ્ય એડવર્ડ રાજાને સોંપી દીધું છે, ત્યારે શું સ્કોટ્લંડ સુખશાન્તિમાં નથી?" લૉર્ડમારે જવાબ દીધો "જેના, આ સુખશાંતી કહેવાય નહીં. જો આ મારા શરીર ઉપરના જખમો તું તપાસ. જુલમી રાજાની સુખશાંતી તેની સામેની ખુલી દુશ્મની કરતાં વધારે ખરાબછે. લુંટફાટ અને ખુન ખરાબી એજ તેઓના હેતુ છે. એડવર્ડની સત્તાને હું ઘણો વખત તાબે રહ્યો. હવે મારે જાગ્રત થવું જોઇએ અને વોલેસની માફક સ્કોટલંડને છોડાવવું અગર તેના બચાવમાં દેહ પણ અર્પણ કરવો એવો મારે દ્રઢ નિશ્ચય કરવો જોઇએ."

લેડીમારે રોવા માંડયું "અરે ઘાતકી ડૉનાલ્ડ! મેં તારી ઉપર જે પ્યાર અને વફાદારી બતાવી તેનો શું આ બદલો? તું મારાથી જુદો પડી તારી જાગીર એક ત્રીજા માણસના હવાલામાં સોંપેછે, અને તારાં બાળ બચ્ચાંને ગરીબ નામ વગરનાં સાદાં કરી નાંખેછે? એટલાથી પણ સંતોષ નહીં પામી તું તારા ભાઈ બોથવેલના એકનાએક દીકરાને પેલા ગાંડા અનાડી વોલેસને મદદ કરવા સારૂ તારૂં લશ્કર આપી મોકલેછે?"

લૉર્ડમાર—"બસ, જોનાં! આ તારા મુખમાંથી હું શું સાંભળુંછું? જે શુરવીર નરે તારા ધણીનો જીવ બચાવવા જતાં પોતાનું સરવસ્વ ખોયું તેને શું તું એક ગાંડો ગણેછે? તેણે લૉર્ડમારની સ્ત્રીને વૈધવ્ય સ્થિતિમાં આવતી બચાવી તેટલા સારૂ શું તે ગાંડો કે? તેનાં છો-

કરાંઓને નબાપાં થતાં અટકાવ્યાં તેટલા સારૂ શું તે અનાડી કે ?"

આવાં વજ્ર જેવાં વેણથી પેલી સ્ત્રી જરા ટાઢી પડી, અને પોતાના ધણીની ડોકે વળગી પડી, તેણીએ કહ્યું "અરે મારા વહાલા સ્વામિનાથ, જે બનાવથી તારૂં શરીર જોખમમાં પડેછે તે મને ગાંડપણ જેવો લાગેછે. તારી પોતાની સહીસલામતીનો તું વિચાર કર; અને તું દૈવયોગે લડાઈમાં મરાતો મારાં નાહાનાં નિરપરાધી બાળક જે હાલ પારણામાં સુતાં છે તેનો કોણ ધણી? પોતાના એકના એક જુવાન છોકરાને એક બળવાખોરની મદદે મોકલવાથી તારા પોતાના ભાઈને કેટલું માઠું લાગશે તેનો વિચાર કર!"

લોર્ડમાર—"જો મારો ભાઈ અર્લબોથવેલ પોતાને એડવર્ડનો તાબેદાર ગણતો હોત તો તે હાલ લોર્ડલોકની સાથે જઈ રહેત નહીં. કારણ કે જ્યારથી એ બહાદુર સ્કોટ આરગાઈલ શાયરમાં ગયો ત્યારથી ઈંગ્લંડનો રાજા જે લોકો તેની સાથે ગયાછે તેમને પોતાના દુશ્મન સમાન ગણેછે. મારો ભાઈ બોથવેલ ત્યાં ગયો તેટલા સારૂજ જે શાંત રાજ્યની તું હીમાયત કરેછે તે રાજ્યવાળાએ આ કીલો લુંટવાનો હુકમ કર્યો હતો. અને પેલો બહાદુર શુરવીર વોલેસ ન હોત તો, હે મારી વહાલી જોનાં, તારા ઘરબારની, તારા ધણીની, તથા તારાં નિરપરાધી બાળબચ્ચાંની શી હાલત થઈ હોત ?"

આ સાંભળી લેડીમાર ધ્રુજવા લાગી. "તમે જે કહોછો તે અક્ષરે અક્ષર સાચું છે. પણ અરે! તમે મારૂં સરવસ્વ આજ ડુબાડવા તૈયાર થયાછો. મારા વહાલા ડોનાલ્ડની એક બાજુ તરફ લોહી લોહાણ રણસંગ્રામ, તથા બીજી બાજુ ઉપર નાશવંત ફાંસી એ મારાથી કેમ જોઈ શકાય !"

**લોર્ડમાર**—"ચુપ ! મને જે વાજબી લાગશે તે હું કરીશ અને હું ફતેહ પામીશ. હે સર્વ શક્તિમાન પરમેશ્વર ! સ્કોટલંડના દુઃખ જોવા કરતાં તેના રણક્ષેત્રમાં મરવું હું વધારે પસંદ કરૂંછું !"

તેની સ્ત્રીએ કહ્યું "હું તમારૂં બોલવું વધારેવાર સાંભળી શકતી નથી. તમારા જેવા શુરવીરની લાયક સ્ત્રી થવા હું ઇશ્વરની સ્તુતી કરૂંછું. તમારા શબ્દો મને તલવારના ઘા જેવા લાગેછે. આમ બોલી તે બહાર ચાલી ગઈ અને **અર્લમાર**, આગળ ઉપર શી તૈયારી કરવી તેનો વિચાર કરવા લાગ્યો.



# प्रकरण ७ मुं.

## बोथवलकासल.

**લેડી હેલન** પોતાના ઓરડામાં બેઠી બેઠી **લોર્ડમાર**ના લસ્કરી નિશાનમાં પેલા શુરવીર સ્કોટના વાળ ગુંથતી હતી. ગુંથતાં ગુંથતાં વાળની સુંવાળાશ તથા ખુબસુરતીનાં તે વખાણ કરતી હતી, તથા જે ખુબસુરત ચેહેરાનો એક વખત તે શણગારે હશે તેવા નરનું તે ચિંતન કરવા લાગી.

તેણીની આંખમાંથી આંસુ પડવાને લીધે પેલા વાળના જાડા છેડા તેણીની આંગળીએ ચોટી જવા લાગ્યા. તેઓના સ્પર્શથી **હેલન** જરા ચમકી. નિઃસ્વાસ નાંખી તે બોલી "અરે કમનસીબ સ્ત્રી ! જ્યારે ઘાતકી મોતે તને આવા શુરવીર ભરથારથી વિખુટી પાડી ત્યારે તને કેટલું દુઃખ થયું હશે ! છાવણી અને રણસંગ્રામના વિજયની ખુસી સિવાયની દુનીયાની બધી ખુસીને તે તુચ્છ માત્ર ગણેછે ત્યારે પોતાની વહાલી સ્ત્રી ઉપર તેની મમતા

કેવી હશે ! અરે ! આવા શુરવીર નરની સાથે વાવટો લઈ ઉભા રહેવાને મારા ભાઈ મેરેના જેવી હું ભાગ્યશાળી હોત તો કેવું સારૂં ! આવા ભાગ્યશાળી રૂપાળા પુરૂષને ફરી દુનીયાની રમત ગમતમાં લાવી તેના દુઃખમાં ભાગ લેવા તથા સુખથી તેને હસાવવાની મારામાં શક્તિ હોત તો કેવું સારૂં થાત ! એડવર્ડ રાજાની રાણી થવામાં જેટલું માન છે તેના કરતાં પણ વધારે માન આવા ખુબસુરત પુરૂષના મિત્ર થવાથી છે."

આ પ્રમાણે તે પોતાના મન સાથે વાત કરતી હતી એવામાં તેણીના ભાઇના ચાકરે આવી બાર ઉઘાડ્યું અને અંદર આવવાની રજા માગી જે તુરત મળી.

બહાદુર મેરે એ હાલબર્ટને ગેલરીમાં લઈ જતાં કહ્યું "હે ઘરડા માણસ, એ જુવાન સ્ત્રીનું અંતઃકરણ કેવું અમીર છે તે તું જાણતો નથી. અમે બંને સાથે ઉછર્યાં છૈયે, અને વૉલેસની મદદે જવાસારૂ આજ જે મારામાં હીંમત અને જુસ્સો છે તે વાસ્તવિક પુછાવો તો એ અમીર સ્ત્રીને લીધેછે. સદગુણી માણસને તે બહુ ચાહેછે; અને તમારા સરદારની બહાદુરીની વાત જ્યારે મારા કાકાએ તેને કહી સંભળાવી ત્યારે મારા જેટલું તેને પણ લાગ્યું. હું વૉલેસ પાસે જવાનો છું એ વાતથી તે બહુ રાજી થઇછે. તમારા સરદાર તથા તેની વહાલી સ્ત્રીના સદગુણની તમે જે વાત મને કહી સંભળાવી તે સઘળી સાંભળવા સારૂ તે સ્ત્રી બહુ ચહાશે. હાલબર્ટે તેણીની પાસે જઈ સઘળી હકીકત કહી સંભળાવવાની હા પાડી.

હાલબર્ટ અને પોતાના ભાઇને આવતા જોઈ હેલન ઉભી થઇ. મેરે તેણીનું કામ જોઇ રાજી થયો, અને હાલબર્ટે તે નિશાન જોવા સારૂ હાથમાં લીધું. તેણે કહ્યું "અરે

મારી વહાલી શેઠાણીએ કદી એવું નહિ ધાર્યું હોય કે તેના વહાલા ભરથારના વાળ એક લશ્કરી નિશાનમાં ગુંથાશે! થોડા દીવસમાં કેવો ફેરફાર! સ્ત્રી જાતીનો શણગાર એવી સુકુમાર પોતે લોહીથી ખરડાએલી કમ્બખતની કબરમાં સુતી! અને પરોપકારી મનુષ્યનું આભુષણ જે **વિલિયમ વોલેસ** તે આજ પોતાના હાથમાં નાગી તલવાર લઇ રણસંગ્રામમાં દુશ્મનોનો સંહાર કરવા નિકળ્યોછે!"

**હેલને** પુછ્યું "હે વૃદ્ધ માણસ, તમે તેની કબર વિશે બોલોછો તો તેણીના શરીરને કબરમાં ડફણાવવાની તમને જોગવાઇ મળી હતી કે નહીં?"

**હાલબર્ટે** જવાબ દીધો "નહિ, બાઇસાહેબ. તમારે ઘેર જે ભલો ઈંગ્રેજ સીપાઇ છે તેણે મને એ મુડદુ મારા સેઠના મકાનમાં મુકાવ્યું, અને ફરી કબરમાં મુકવાની મને તક મળી નહિ."

**હેલન** બોલી " અફસોસ! ત્યારે તેણીનું પવિત્ર શરીર આગમાં બળી ભસ્મ થઈ ગયું હશે, કારણ ઘરને આગ લગાડી હતી!"

**હાલબર્ટે** કહ્યું " હું નથી ધારતો કે એમ થયું હોય, કારણ હું જે મકાન વીશે કહુંછું તે રેણાંકના ઘરથી જરા દુરછે." એ પછી તેણે એ મકાનને લગતો હેવાલ કહી સંભળાવ્યો.

**લેડીહેલને** પુછ્યું " ત્યારે તો કદાચ તે અગ્નિથી બચી હશે, એટલુંજ નહીં પણ પેલા ઈંગ્રેજલોકો ત્યાં સુધી ગયા નહીં હોય? ત્યારે શું એ ભલી સ્ત્રીના મુડદાને શાસ્ત્ર પ્રમાણે કબરમાં ડફણાવવાથી તમારો શેઠ ખુસી નહીં થાય?"

**હાલબર્ટ** " ખરેખર, બાઇસાહેબ, મારો શેઠ બહુ રાજી

થાય; પણ એ વાત કેમ બની શકે ? તેતો એમ ધારેછેકે એ લાસ અગ્નિમાં બળી ગઈ હશે, અને મેં પણ એ વાતને ટેકો આપ્યોછે, કારણકે જો એમ ન કહું તો મારો શેઠ તેની તજવીજ કરવા આવે, અને તેથી કદાચ તેની જીંગદી જોખમમાં આવી પડે."

લેડીહેલને કહ્યું "પણ તેણીના મુડદાની તપાસ કરાવી તેને પવીત્ર કબરમાં મુકાવશું." મરે વચે બોલી ઉઠયો "આ કામ બજાવવા શેવક તૈયારછે."

આ મદદથી પોતાની ધારેલી મુરાદ પાર પડશે એવું ધારી હેલને તેનો ઉપકાર માન્યો. ભોમીયા તરીકે પેલો ઈંગ્રેજ સીપાઈ તથા બોથવેલનું લશ્કર તમારી સાથે આવશે.

હાલબર્ટ વચ્ચે બોલ્યો "અરે ! મારા જુવાન સરદાર, પણ ત્યાં રઝળતા કોઈ ઈંગ્રેજ સીપાઈઓના જોવામાં તમે આવશોતો ?"

મરે "તેમાં શી ચિંતાછે, મારા વહાલા હાલબર્ટ; હું અને મારૂં લશ્કર શું તેમને પુરા નહીં પડીએ ? મારા કાકાના બચાવ કરનારને ખુસી રાખવા સારૂ શું હું હાલ લડાઈમાં જવા તૈયાર નથી થયો ? અને શું એંડરૂમરે ગમે તેવું ભય હશે તોપંણ પાછી પાની કરશે ? નહીં હાલબર્ટ, એમ કદી બનનાર નથી. અને હું તને પ્રતિજ્ઞા ઉપર કહુંછુંકે કાતો હું તારી સેઠાણીના સબને લાવી મારા બાપદાદાઓના કબરસ્થાનમાં ડફણાવીશ, અગર હું પોતે તેણીની કબર ઉપર ત્યાં મારો દેહ અર્પણ કરીશ."

પોતાના ભાઈની આવી હીંમત જોઇ હેલન બહુ રાજી થઈ, અને જલદી તૈયાર થવા સારૂ તેને રજા આપી.

હેલને હાલબર્ટની સાથે સેકીન કરી અને આવતી

કાલ સુધીમાં તેની સ્વર્ગવાસી સેઠાણીનું શબ આ કીલ્લામાં આવી જશે એવી ખાતરી આપી. હાલબર્ટે તેણીનો બહુ ઉપકાર માન્યો, અને પરમેશ્વરે તેણીને આ કામ સારૂ ખાસ મોકલી હોય એમ તેણે જણાવ્યું.

**હેલન** પોતાના પીતાના ઓરડામાં આવી ત્યારે તે એકલો બેઠો હતો. **વોલેસ**ના નિમકહલાલ નોકર સાથે પોતાને જે વાત ચીત થઈ હતી તેનો સારાંશ તેને કહી સંભળાવી છેવટે પોતાનો વિચાર એ ગુજરી ગયેલ બાઈની લાસ મંગાવી પોતાના કીલ્લામાં ભૂમીદા કરવાનો હતો તે જણાવ્યો.

પોતાના પીતાને બચાવનાર તરફ જે પ્યાર તેણીએ બતાવ્યો તેથી સંતોષ પામી તેણે આ વિનંતી ઘણા હર્ષથી માન્ય રાખી.

તેણીએ કહ્યું "મારા વહાલા પીતાજી, આપણી શક્તિ મુજબ **સરવિલિયમ વોલેસ**નો ઉપકાર માનવાની મને આજ્ઞા છે ?"

**લોર્ડમાર** "મારી લાડકવાઈ પુત્રી, તારી ખુસીમાં આવે તેમ કરવાની હું રજા આપુંછું. મારાં માણસો, ખજાનો, એ સઘળું તારા સ્વાધીનમાછે."

**હેલને** તેના હાથને ચુંબન લીધું. "**બોથવેલ**ના હથીયારખાનામાંથી મારી નજરમાં આવે તે લેવાની મને આજ્ઞા છે?"

**અરલે** જવાબ આપ્યો "ત્યાં પણ તારી મુનસફી વાપર. આવા પવિત્ર કામમાં કદાપી તું એકાદ તલવાર જેવું લઈશ તો તારો કાકો **બોથવેલ** નારાજ થશે નહીં."

**હેલને** પોતાના પીતાને કોટી કરી, અને તેનો ઉપકાર માની હસતે વદને પોતાની તૈયારી કરવા ગઈ. રસ્તામાં તેને તેણીનો ભાઈ **મેર** મળ્યો, તેણે ખબર આપ્યા કે પ-

ગ્યાસ ચુંટી કાઢેલા શુરવીર માણસ તેણીના હુકમની રાહ્યા જોતા ઉભાછે. તેણીએ તેને પોતાના પીતાની મંજુરી મેળવ્યાના ખબર કહ્યા, અને પેલું નિશાન પોતાના હાથમાં લઈ તેઓ બંને ગેલરી તરફ ચાલ્યા.

જેવી તેણીને જોઇ કે તુરત પેલા સીપાઇઓએ ખુસીની બુમ પાડી તેને માન આપ્યું. શાંત થવા સારૂ મેરેએ પોતાની તલવાર હલાવી નિશાની કરી. પણ હેલને હસતે વદને તેઓને કહ્યું "મારા બહાદુર મિત્રો! જે પુરૂષે મારા પિતાનું રક્ષણ કર્યું તેનો ઉપકાર માનવા સારૂ આજ રાત્રીએ તમો સૌ મારાભાઈ સાથે આવવા તૈયાર થયા તેને માટે હું તમારા સૌનો ઉપકાર માનુંછું."

તેઓએ જવાબ આપ્યો "અને આજથી એ મહાન પુરૂષ અમારો સરદાર થયોછે!"

હેલને કહ્યું "જ્યારે એમ છે ત્યારે તો હું જરા વધારે વિશ્વાસથી તમારી પાસે વાત કરૂં. સ્કોટલંડના માન સારૂ તમારામાનો કયો શખ્સ આ નિશાનની સાથે જવા ના પાડશે? સરવિલીયમ વોલેસની જીંદગી બચાવવાને કોણ ના પાડશે? અને તેની આપત્તીના વખતમાં છેવટ સુધી તેના સાથે તમારામાંનો કયો પુરૂષ નહિ રહે?"

એક જુવાન માણસે આગળ આવી કહ્યું "બાઇસાહેબ, આંહી એવો કોઈ પુરૂષ નથી કે જે તેના બચાવ સારૂ પોતાનો પ્રાણ અર્પણ નહીં કરે."

સઘળાએ એક સાથે કહ્યું "અમે પ્રતિજ્ઞા ઉપર આ પ્રમાણે કહીએછીએ." હેલને પોતાનું માથું નીચું નમાવી કહ્યું "એલર્સલીની પવિત્ર શેઠાણીની લાસ લઈ આવતી કાલ આંહી આવજો. તે વખતે તમારામાંના દરેકને હું એક લશ્કરી ટોપી મારા હાથથી ગુંથેલી આપીશ; અને પછી

આ ઝંડા સાથે તમે સરવિલિયમ વોલેસની મદદે જજો. લડાઇમાં થાકો ત્યારે તેના ઉપર જે સોનેરી અક્ષરો લખ્યાછે તેના તરફ દૃષ્ટી કરજો. કારણ સ્વદેશ સારૂ લડનારાઓનું પરમેશ્વર રક્ષણ કરેછે, એટલુંજ નહીં પણ, તેને શૌર્ય પણ બક્ષેછે. આ વિસ્વાસથી તમે વોલેસની ઢાલરૂપ થઈ પડશો, અને પછી સ્કોટલંડ તમારો ઉપકાર માનશે. ”

આ નવી હીંમતથી સો બોલી ઉઠયા “ વોલેસ અને લર્ડીહેલન ! મરવું કાં સ્વતંત્રતા પાછી મેળવવી !” હેલન હસી; અને તેઓનો તથા પરમેશ્વરનો ઉપકાર માની ખુસીના અવાજ વચે તે અંદર ચાલી ગઈ. મરે હથીયાર બંધ થએલો દરવાજા પાસે તેણીને મળ્યો, અને જે ઓરડામાં પેલો અંગ્રેજ સીપાઈ રાહા જોઇ બેઠો હતો ત્યાં તેઓ ગયા.

હેલને ક્હ્યું “ લોર્ડમારના પ્રગણામાં તમે કહો તેટલી જાગીર આપીએ, અગર મારા પીતા જે નવું લશ્કર ઉભું કરવાના છે તેમાં તમને નોકરે રાખીએ. હે લાયક ઇંગ્રેજ, તમારે મોએથી બોલો અને પછી જુઓ કે એક સ્કોટ અગર તેની દીકરી પોતાનો ઉપકાર કેવી રીતે બતાવેછે. ” પેલા સીપાઇનો ચેહેરો લાલ ચોળ થઈ ગયો, તેણે ક્હ્યું ” હે સુકુમાર સ્ત્રી, તમારી બક્ષીસ માટે હું આભાર માનુંછું, પણ હું એક ઇંગ્રેજછું તેથી તે સ્વીકારી શકતો નથી. મારે મારા સ્વદેશને તથા મારા રાજાને વફાદાર થવું જોઇએ. મેં હેસલ્રીજની નોકરી છોડી, કારણ, તેણે મારા સ્વદેશને કલંક લગાડયું. પણ જો હું મારા દેશને છોડું તો મારા જેવો કોઈ કૃતઘ્નિ નહીં. માટે મારે તમારી પાસે એટલુંજ માગવાનુંછે કે આજ રાત્રીએ તમારા માણસોને અર્લર્સલી લઈ જવાનો તમારો હુકમ ઉઠાવી હું પાછો આવું ત્યારે નજદીકના

બંદરે મને જલદી રવાના કરવા તમારા પીતાજીને કહેજો.

હેલને તેમ કરવા વચન આપ્યું, અને પોતાની પાસેથી એક હીરાનું આભૂષણ આપી પોતાના ઉપકારની નિશાનીદાખલ તે પેહેરવા ભલામણ કરી. પેલા સીપાઇએ ઘણા માનથી તે લીધું, અને મરતી વખત સુધી તે પેહેરવાના સોગન ખાધા.

હેલન પોતાનું કામ પુરૂ કરવા ઓરડામાં ગઇ અને મરે તેણીને સલામ કરી પોતાના કાકાની એસેંસલી જવા પહેલાં રજા માગવા ગયો.



# प्रकरण ८ मुं

## वोथवेल चेपल.

સવાર પડી ત્યારે અરલમારને તેના ઓરડામાંથી કચેરીના ઓરડામાં લઇ ગયા. તેની સ્ત્રી હજી સુધી તેની દીકરીના ઓરડામાં હતી, કારણ ગઇ રાત્રીએ તે ત્યાંજ સુતી હતી એવા વિચારથી કે આડી અવળી વાતચીત કરી એ છોડીને બિવરાવવી.

હેલને તેણીને સમજાવી કે જો મારો પીતા પોતે જાતે જઇ વોલેસને નહી મળતાં ઉત્તર તરફના પ્રદેશમાં પોતાના કુટુંબ સહીત જઇ લડાઇનું છેવટ શું આવેછે તેની રાહા જુએતો તમે બતાવોછો એવી બીક રાખવાનું કાંઇ કારણ નથી. તેણીએ ફરી કહ્યું " મારી વહાલી મા, હવે પાછા ફરવાનો વખત નથી. લોર્ડમારના બચાવ સારૂ દુશ્મનો ઉપર ફટકા પડ્યાછે; અને શું તમારો વિચાર એવોછેકે મારો વહાલો પિતા પોતાના જીવના બચાવનારનું રક્ષણ નહીં કરતાં તેને આવે બારીક વખતે છોડી દીએ ? "

રાણીએ કહ્યું "અરે મારી વહાલી પુત્રી! તેણે એક ભયમાંથી બીજા ભયમાં નાંખવા સિવાય મારી અગર તારા પીતાની શી ચાકરી કરીછે? હાલ આ દેશમાં એડવર્ડની સત્તા સામે થઇ શકાય તેમ નથી. આપણા ઘણા અમીરો તેના તાબેદાર થઇને નથી રહ્યા? અને **કયુમીન સોલીસ** તથા **માર્ચ** જેવાં બળવાન કુટુંબો શું તેની તરફેણમાં નથી? કદાપી તું એમ કહીશ કે આમાંના ઘણાખરા મારા સંબંધીઓછે તેથી હું ગમે તેની તરફ તેઓને સમજાવી શકીશ, પણ જ્યારે મારો પોતાનો ભરથાર મારૂં કહેવું માનતો નથી ત્યારે છેટેનાં સગાં મારૂં કેમ માનશે. ત્યારે આવા બળવાન દુશ્મનો સામે છતાં તારો મુર્ખ પીતા એક બળવાખોરને મદદ કરવાની કેમ હીંમત ધરેછે?"

**હેલને** જવાબ દીધો "માતાજી, આવા વાજબી શ્રમમાં પાછી પાની કોણ કરે? આપણા ડેવિડ રાજાના શબ્દો એવાછેકે 'માનને માટે હમેશ ઇન્તેજાર રહેવું, અને સદ્‌ગુણી માણસ ઉપર આ દુનીયામાં અગર પેલી દુનીયામાં કદી દુઃખ પડનાર નથી! જોહું પુરૂષ હોતતો વાલેસના દુઃખથી હજારગણું મારામાં શુરાતન આવત. વળી આપણા દેશ તરફ જુઓ, પરમેશ્વરે તેને ચોતરફ પર્વતોથી કેવો નિર્ભય બનાવ્યોછે એજ તેની સ્વતંત્રતાની મોટી નિશાનીછે. સ્કોટલંડના પહાડો ઉપર ફરી સ્વતંત્રતાની ધજા **વોલેસ** ઉડાડે ત્યાં સુધી મારો પીતા **લોકકાટરાઇન** જેવી નિર્ભય જગાએ જઈ રહે તો વધારે સારૂં એવો; મારો વિચાર છે."

આ વખતે **હેલન** ઘણી ખુસીના આવેશમાં હતી, અને પોતાની ઇચ્છાઓ અમલમાં આવેલી જોવાને તે ઘણી ઇન્તેજાર હતી. આ નવો બનાવેલો ઝંડો તેણીએ

પોતાની છાતી સાથે દાબ્યો.

**લેડીમારે** તેણીના તરફ જોઇ કહ્યું “ હે ઉછાંછળી છોકરી, સારૂં થયું કે ઇશ્વરે તને મારા જેવી અબળા બનાવી, નહીંતો તારી નાફરમાનીને સારૂ આજ મને બહુ પસ્તાવો થાત. ”

**હેલેને** નરમાશથી કહ્યું “હું ગમે તે જાતીની હોન, મરદ અગર ઓરત, પણ તમારા કરતાં વધારે બળવાન સત્તાને મારે આધિન થવું જોઇએ.” **લેડીમાર** “ અરે મુર્ખી **હેલન** ! છોકરાંને માબાપ તથા સ્ત્રીને પુરૂષ સિવાય બીજી મોટી સત્તા કઇ છે? ”

**મારની** જુવાન કુમારીકાએ નરમાશથી જવાબ આપ્યો “ જાણીબુજીને કોઈ પોતાની ફરજ ઊલ્લંઘન કરતું નથી. જો મારા પિતા પોતાના સ્વદેશના બચાવ સારૂ હથીયાર લઈ લડાઈ કરે તો તેમાં તેણે તમારી સાથેની પોતાની ફરજ નહીં બજાવી કહી શકાશે નહીં. દેશનો બચાવ એ તમારો બચાવછે. માટે જે ભરથાર અગર પુત્ર એ બચાવ કરે તેણે પોતાની જાહેર તેમજ ખાનગી ફરજ બજાવી ગણાય. ”

**લેડીમાર** “ **હેલન**, આવું ડાહાપણ ક્યાંથી શીખી ? આ તારા મનની શિખવણી નથી, કારણ એમ હોતતો તું તારા બાપને લડાઇમાં મરવા જતો અટકાવત. ”

**હેલન** “ માજી, મારા બાપનો જીવ ઉગારવા જતાં તેના રક્ષણ કરનાર ઊપર ઇંગ્રેજલોકો નારાજ થયા ન હોતતો હું પણ સ્કોલંડનું દાસત્વ માન્ય રાખત. પણ હવે પાછી પાની કરી **સરવિલિયમ વોલેસને** મદદ નહીં કરતાં દુશ્મનના પંજામાં તેને જવા દેવો એ વાત **માર** અને તેનાં ફરજંદોને નામોશી લગાડનારીછે. ”

લેડીમાર "વારૂ ત્યારેતો તમે સરવિલિયમ વોલેસનો જીવ બચાવવા સારૂ આટલાં બધાં આતુર જણાઓછો. સ્કોટલંડની સ્વતંત્રતાનું બહાનું કાઢી તમે આ સઘળી તેયારી તેને વાસ્તે કરાવોછો! મારો ભરથાર, તેનો ભત્રીજો, અમારૂં લશ્કર, અને અમારી જાગીર, એ સઘળું એક બાર્વટીયાની ખાતર તમે ખોવરાવવા તૈયાર થયાછો!"

કૃતગ્નતાનાં આવાં માર્મિક વચનો સાંભળી હેલનને બહુ માઠું લાગ્યું, અને તેણીએ કહ્યું "લેડીમાર, આપણે લીધે તે આજ બારવટીઓ કહેવાણો. પોતાના દુઃખને સારૂ મરવામાં તે આનંદ માનેછે એ પણ આપણેજ લીધે. કારણ મારા પીતાનો બચાવ કરવા જતાં તેણે પોતાની સ્ત્રી વોગેરે સરવસ્વ ખોયું અને ઉલટો ઘરબાર વગરનો જંગલમાં ભટકનારો થઈ રહ્યો! માટે એવા પુરૂષનું રક્ષણ કરવું એ મારી પેહેલી ફરજ એમ કહેવામાં હું જરાપણ શરમાતી નથી. સ્કોટલંડનું રક્ષણ એ મારી બીજી ફરજ છે."

લેડીમારે નાખુશ થઈ ઉઠતાં ઉઠતાં કહ્યું "કોની ફરજ પેહેલી બજાવાયછે એ આપણે જોઇશું. તારા ઈશ્વર કરતાં મારો ઈશ્વર પાસેછે, અને આજ સાંજ સુધીમાં તારા વેણને માટે તારા શા હાલ થાયછે તે જોજે. તારાં વેણની મને બરાબર ખબર પડતી નથી."

હેલન—"આજ સિવાય તમે કોઈ દિવસ મારા શબ્દથી નારાજ થયાં નથી."

લેડીમાર—"આજસુધી હું તને બાળક જાણતી હતી, પણ મને આવી ખબર હોત તો હું તને તારે મોસાળ જવા દેત નહીં."

હેલન—"મેં, મારી બેહેને, અગર મારાં મોસાળીયાંએ

આજસુધી આપની મેહેરબાનીનો ગેરલાભ લીધો નથી. મારી બેહેને તમારૂં કાંઈ બગાડયું નથી. હું તમને નારાજ કરૂંછું કારણ હું ઈનસાફને વધારે ચાહાઊંછું." એમ કહી હેલન રડી પડી અને બોલી "મારી વહાલી મરણ પામેલી મા જે એક વખત તમને બેહેન પ્રમાણે ચાહાતી હતી તેની ખાતર મારા અપરાધની ક્ષમા નહીં કરો ? તમારી મેહેરબાની મેળવવા કરતાં ઈશ્વરી ઈનસાફને હું વધારે માન આપુંછું, માટે મારી મુઈ માની ખાતર મારો અપરાધ ક્ષમા કરો."

તેણીને આમ નરમ પડેલી જોઈ જરા દીલાસો આપી લેડીમાર ચાલી ગઈ.

હેલને પોતાના માણસને બોલાવી હથીયારખાનામાંથી એક સુંદર બકતર મંગાવ્યું અને તેને સાફસુફ કરતી હતી એવામાં તેણીએ પેલા શબ લેવા ગયેલા સીપાઇઓના બ્યુગલનો અવાજ સાંભળ્યો. લેડીવોલેસને યાદ કરી તે ઘણું રડી પણ એવામાં તેણીના ભાઈ મેરેએ આવી લાસ લાવવાના તથા તેણીની રાહા જોઈ પાદરી વીગેરે સૌ બેઠા છે એવા ખબર કહેવાથી પોતાના મોં ઉપર કાળો બુરખો નાંખી હેલન ત્યાં ગઈ. વડો પાદરી અને તેનાં બીજાં માણસો તથા લેડીહેલનની દાસીઓ વીગેરે સૌ ત્યાં આવી ઉભું અને ધર્મ પ્રમાણે ક્રીયા કરી શબને કબરમાં ડફણાવ્યું તથા શોકનું વાજું વગાડવા માંડયું. હેલને ઘુંટણીએ બેસી પરમેશ્વરની મરનારને માટે સ્તુતી કરી. હાલબર્ટે એકાએક આવી કબર ઉપર પછાડી ખાધી અને છાતીફાટ રોઈ કલ્પાંત કરવા લાગ્યો. થોડો વખત પછી સૌ પાછું ઘેર આવ્યું.

—⁂—

# प्रकरण ९ मुं.

## बोथवेल काराग्रह.

હેસ્મને પોતાના વચન મુજબ સૌને લડાઈની ટોપીઓ આપી; અને લોર્ડમારે સાડાત્રણસેં માણસ એકઠું કરી તેમને હથીયારે અને દારૂગોળો આપવા માંડ્યો. સઘળું અપાઇ રહ્યા પછી તેણે સર્વને ખુબ હીંમત આપી વોલેસને મદદ કરવા ભલામણ કરી. પણ તેઓ ગયા નથી એટલામાંતો લોર્ડસોલીસ અને એક અંગ્રેજ અમલદાર મોટું લશ્કર લઈ ત્યાં આવી પોહોંચ્યા.

અરલમાર આ દેખાવ જોઈ બહુ બીનો અને પુછ્યું "લોર્ડસોલીસ ! આમ એકાએક તમે સૌ કેમ આવ્યા ?"

તેણે જવાપ દીધો "રાજા એડવર્ડના હુકમથી હું આંહી આવ્યોછું અને તમે મારા કેદીછો; અને એ રાજાના હુકમથી તમારી સઘળી માલ મીલકત તથા આ કીલોએ સઘળું મારે સ્વાધિન કરો."

લોર્ડમારે જવાપ દીધો "કદી નહીં! મરદના હાથમાંથી કોણ લઈ શકનારછે !" લોર્ડસોલીસ—"મરદ અને ઓરત, સર્વએ રાજા એડવર્ડને તાબે થાવું જોઇએ. તારા ત્રણસેં લડવૈઆ ને અમારા ત્રણ હજાર અંગ્રેજોએ કેદ કર્યાછે. આખો કીલો અમે ઘેરી લીધોછે, ત્યારે હવે ફોકટ અટકાવ શામાટે કરોછો?તમારાં હથીયાર ફેંકીદો નહીંતો તમને સૌને રાજ્યદ્રોહી ગણી ફાંસી ઉપર લટકાવી દેશું."આ સાંભળી એક જુવાન માણસે આગળ આવી કહ્યું "અમે તમારા રાજાને અમારાં હથીયાર નહીં સોંપીએ!" "દગલબાજ." એમ કહી પેલા અંગ્રેજ અમલદારે પોતાની તલવારથી તેનું ધડ અને માથું જુદાં પાડ્યાં. આ દેખાવથી ઉશ-

કેરાઈજાઈ બીજા સ્કોટ લોકોએ ચીસ પાડી પોતાની તલ-વારો ખેંચી અને એક મોટી ખુનખાર લડાઈ ચાલી. થોડીવારમાં લોર્ડમાર પોતાના બહાદુર સીપાઈઓ ઘણાખરા કપાઇ ગયેલા જોઈ લડાઈ બંધ કરવા પેલા અંગ્રેજ અમલદારને તથા લોર્ડ સોલીસને વિનંતી કરી પણ ફોકટ.

જ્યારે સઘળાં માણસો કતલ થઈ ગયાં ત્યારે પેલા અંગ્રેજ સરદારે લોર્ડમારને બીજા ઓરડામાં લઈ જવાનો હુકમ કર્યો.

લેડીહેલનને કાંઇજ ખબર નહોતી. તેતો ગઈ રાત્રીના થાકથી ભરનિદ્રામાં પડી હતી. તેણીનો ભાઈ મેરે આ દેખાવ જોઈ તેણીના ઓરડામાં ગયો અને તેને જલદી ઉઠાડી. હેલન આંખ ઉઘાડી બોલવા જતી હતી એ-વામાં તેણીના ભાઇએ કહ્યુંકે આખો કીલ્લો અંગ્રેજી લશ્કર અને પેલા નીચ સોલીસથી ઘેરાઈ ગયોછે, માટે તું પછવાડેને બારણેથી નાસીજા, નહીંતો તને કેદી બનાવી લેશે.

હેલન બીકથી ધ્રુજવા લાગી અને બોલી "મારો પિતા ક્યાં છે ? તેને મુકીને હું જવાની નથી."

મેરેએ કહ્યું "તારા પીતાનીખાતર નાસીજા ! અરે વાર નહીં લગાડ ! જે માણસના હાથને તેં તરછોડયો છે તે માણસના પંજામાં આવી પડેલી જોવાથી તારા પીતાને કેટલું માઠું લાગશે; અને એ નીચ લોકો પોતાની પશુવૃત્તિ તૃપ્ત કરવાના ઇરાદાથી જ્યારે તારા પવિત્ર શરીર ઉપર જોરજુલમ વાપરશે ત્યારે તે દેખાવ જોઈ તારો નિરાધાર પીતા પોતાને કેટલો હીનભાગી ધારશે !

સોલીસનાં વેણ જો તેં સાંભળ્યાં હોય—"એવું બોલે છે ત્યાંતો હેલનની દાસીઓ રડતી રડતી ત્યાં આવી, અને તેઓની સાથે હેલન પેલા દુષ્ટના પંજામાંથી બચ-

વાસારૂ ચાલતી થઈ. પણ હેલન અરધીપરધી બેશુદ્ધ થવા લાગેલી હોવાથી મેરેએ તેણીને પોતાની બાથમાં લઈ સેન્ટફીલાનના દેવાલયમાં જવા સારૂ ભોંયરામાં થઈ ચાલવા માંડ્યું. રસ્તામાંથી પેલો ઝુંડો મેરેએ પોતાની સાથે લઈ લીધો.

હેલેને કહ્યું "પણ મારા વૃદ્ધ પિતા અને લેડીમારનું શું થયું હશે? તેઓને ભયમાં મુકી મારે આમ નાસો જવું! અરે! હું નાસી જતાં બીઊંછું."

મેરેએ કહ્યું "નાસી જવાથી નહીં પણ પેલા લંપટ સોલીસથી તારે બીવાનું છે "તેઓને તે માત્ર કેદ કરશે: અને તે પણ થોડા વખતને માટે. કારણ હું જલદી જઈને બહાદુર વોલેસને મળીશ, અને પછી, મારી વહાલી બેહેન, આપણે સ્વતંત્ર થઈ એકબીજાની સાથે મળશું!"

આ વખતે હેલનને પેલો હાલબર્ટ સાંભરી આવવાથી તેણીએ કહ્યું "અરે, પણ વોલેસનો નિમકહલાલ નોકર ક્યાં? જો એ વોલેસનું માણસ છે એવું એ દુષ્ટોના જાણવામાં આવશેતો એ બિચારાને તેઓ મારી નાંખશે."

મેરે જરા ઉભો રહ્યો અને કહ્યું "આ અંધારી જગોએ એકલાં ઉભા રહેવાની તારી હીંમત ચાલશે? તેમ હોયતો હું જઈને તેને આંહી બોલાવી લાવું."

હેલનને એકલાં ઉભાં રહેવાની બીહીક નહીં હતી, પણ કદાચ મેરે ત્યાં પાછો જાયતો તેને માથે કાંઈ સંકટ આવી પડે એ બીહીક હતી. પણ હાલબર્ટ તેણીને બહુ વહાલો હોવાથી તેની શોધમાં જવાનો મેરેએ વિચાર કર્યો, પણ ત્યાં જવાથી કદાચ પોતે ઘેરાઈ જઈ મરણ પામે એવી બીકથી તેણે હેલનને કહ્યું "જો મને પાછાં આવતાં

વાર લાગેતો આ રસ્તે રસ્તે તું ચાલી જજે, તથા આગળ પગથીયાં આવશે તે ચડી તે ઉપરનું બારણું ઉઘાડી અંદર જજે એટલે તું પાદરીને રહેવાના ભોંયરામાં જઇશ."

હેલને કહ્યું "વાર લાગવાનું બોલ નહીં, પણ જલદી પાછો આવજે, અને હું આ રસ્તાને છેડે જઈ તારી રાહા જોઇશ." એમ કહી હેલન તેને પાછી બારણા સુધી મુકવા આવી, અને પછી બંને જુદાં પડ્યાં.

મેરે આગળ ચાલેછે એવામાં તેણે દુશ્મનોને અંદર આવતા જોયા. આવી મોટી સંખ્યા સાથે એકલે હાથે લડાશે નહીં એવું ધારી તે એક ખુણામાં જઈ સંતાઈગયો. પેલા લોકો અત્યંત દારૂ પી ચકચુર બની આમતેમ સુતા. એક કલાક પછી જ્યારે સઘળું શાંત થઈ ગયું ત્યારે મેરે ધીમે ધીમે આગળ ચાલી એક બારણા પાસે ગયો તો બહારથી બે માણસો અંદર આવતાં જોયાં. એકના ઉપર અંગ્રેજી પોશાક જોઈ મેરે તેના ઉપર તુટી પડી તેની ડોક ઝાલવા જતો હતો એવામાં પેલા બીજા માણસે કહ્યું "સબુર, મારા વહાલા મેરે! આ આપણો નિમકહલાલ ગ્રીમ્સબાઈ છે. પેલો બીજો માણસ તે બુઢો હાલબર્ટ હતો. આ બંને એકાએક મળી આવવાથી મેરે બહુ ખુશી થયો અને તેમને પોતાની પાછળ આવવા સમજુતી આપી. તેઓ ભોંયરામાં ઉતરતા હતા એવામાં અંગ્રેજી પોશાક પહેરેલા માણસને પોતાની તરફ આવતો જોઈ હેલને એક મોટી ચીસ પાડી, જેથી બે દુશ્મનો જાગી ઊઠ્યા, અને મેરેના ઉપર કુદી પડ્યા. તેણે વાચટો નીચે નાંખ્યો અને દુશ્મનના ઘા પોતાની ઢાલ ઉપર ઝીલ્યા; પણ એવામાં બીજા દુશ્મનો જાગી ઉઠ્યા અને સૌએ તેના

ઉપર ધસારો કરી તેને મારી નાંખ્યો હોત, પણ તેણે પોતાની સાથેની મસાલ ઓલવો નાંખી તેથી તેઓ માંહો માંહે અંધારામાં લડવા લાગ્યા. મેરે પેલો વાવટો ઉપાડી આગળ ચાલ્યો. રસ્તામાં તેને હાલબર્ટ અને ગ્રીમ્સબાઈ મળ્યા જેમને લઇ તે હેલનની પછવાડે દોડવા લાગ્યો. પણ હેલન બહુ આગળ વધેલી હતી અને તેણી પગથીયાં પાસે આવી ત્યારે બીકથી બેશુદ્ધ થઇ પડી ગઇ.



# प्रकरण १० मुं.

## सेन्टफीलान.

મેરેએ આવી તેણીને પોતાની બાથમાં લીધી અને પગથીયાં ચડી બારણું ઉઘાડી એક ગુફામાં દાખલ થયો. તે વખતે ત્યાં કોઈ હતું નહીં તેથી મેરેએ હેલનને પાદરીના બિછાના ઉપર સુવાડી અને થોડું પાણી તેના ચેહેરા ઉપર છાંટયું અને જરા પાયું. તેણીએ પોતાની આંખ ઉઘાડી મેરે તથા હાલબર્ટને જોયા અને કહ્યું "હે પરમેશ્વર ! શું હું હજી મારા વહાલા ભાઈ એન્ડરૂ મેરે સાથે સહી સલામતછું ? અરે ! મેં ધાર્યું તને મારી નાંખ્યો હશે !" એમ કહી તે રોવા લાગી.

તેણે કહ્યું "ઇશ્વરનો ઉપકાર માનો કે આપણ બંને સહી સલામત છીએ. મારી વહાલી બેહેન, તું જરા સાવધ થા ! હવે તું એક પવિત્ર મઠમાં છો. આ સેન્ટફીલાનના પાદરીને રહેવાનો મઠ છે. આંહી આવી કોઈ તને લઈ જાઇ શકે તેમ નથી."

હેલન—"પણ મારો પિતા અને લેડીમાર ક્યાં છે ?" એમ બોલી ફરી તે રડવા લાગી.

હાલબર્ટે કહ્યું "મારી દયાળુ શેઠાણી, જ્યારે તમે કીલ્લામાં શોધ કરતાં મળી શક્યાં નહીં ત્યારે લેડીમારને તમારા પીતા સાથે ડંબારટનના કીલામાં લઇ ગયા છે, અને રાજા એડવર્ડનો બીજો હુકમ થતાં સુધી તેમને ત્યાં રાખી સારી સંભાળ લેવામાં આવશે."

હેલને કહ્યું "પણ વોલેસને માટે તમે શું કરશો! તેને મોકલવાની મદદ હવે ક્યાંથી લાવશો! અને મદદ સિવાય, મારા વહાલા મેર, તું અગર તે મારા પીતાને જુલમમાંથી શી રીતે બચાવશો!" મેરેએ કહ્યું "નાઉમેદ થા નહીં; આ નિશાન રહ્યું તેના ઉપર તે અક્ષરો પાડ્યા છેકે પરમેશ્વર સ્વદેશ રક્ષકને મદદ આપે છે! ત્યારે હવે તારા પીતાને સારૂ શું કરવા બીએ છે? હું આવતી કાલ વોલેસને જઈ મળીશ. તારા પચાસ માણસો મારી રાહ જોઈ બેઠા હશે, અને જો મારા કાકા ઉપર કાંઈ દગો ફટકો કરવાનો વિચાર કરશે તો તેજ ક્ષણે આપણે તે કીલ્લાનો નાશ કરશું."

હેલને ઊંડો નિસાસો મુક્યો. તેણીએ જાણ્યું કે રાજા પોતાના બાપને જીવતો મુકશે નહીં. મેર તેણીને હીંમત આપવા લાગ્યો. આ વખત ગ્રીમ્સબાઇએ આવી પેલી લોઢાની પેટી લોર્ડમેરેના હાથમાં મુકી અને કહ્યું "આ ચાંબારી પેટી તમારા કાકાએ મને સેન્ટફીલનના પાદરીને સોંપવા સારૂ આપી છે."

મેરેએ કહ્યું "તેમાં શું છે? મેં તે કદી પેહેલાં જોઇ નથી."

સીપાઇએ જવાબ આપ્યો "તેમાં શું છે તે હું જાણતો નથી, પણ તે વિલિયમ વોલેસની છે." મેરેએ પુછ્યું "તું અને હાલબર્ટ પેટી લઇને શી રીતે આવી શક્યા?"

ગ્રીમ્સબાઈએ પછી કહી સંભળાવ્યું કે જ્યારે દુશ્મનોએ કતલ ચલાવી ત્યારે હું અંગ્રેજ હોવાથી તેમની સાથે મળી ગયો, અને કોઈએ મને ઓળખ્યો નહીં. લોર્ડમારને જે ઓરડામાં લઈ ગયા હતા ત્યાં હું ગયો તો તેણે મને ખબર કહ્યા કે હેલન તથા મેરેને દુશ્મનોએ મારી નાંખ્યા હશે; પણ તમે લડાઈ વખતે નહીં હોવાના ખબર મેં તેને આપ્યાથી તે રાજી થયો અને દુશ્મનોએ આપણો વિચાર રાજાની સામે હથીયાર લેવાનો છે એ વાત શી રીતે જાણી તે બાબત લોર્ડમારે મને પુછ્યું.

જ્યારે ગ્રીમ્સબાઈ આ વાત ઉપર આવ્યો ત્યારે મેરેએ પણ એજ સવાલ કર્યો. ગ્રીમ્સબાઈએ પોતાનું બોલવું જારી રાખ્યું "હું પણ નથી જાણતો કે તેઓને શી રીતે આપણા વિચારની ખબર પડી. દુશ્મનના સીપાઈઓથી મેં એટલું સાંભળ્યું કે ગઈ રાત્રે ડંબારટનના અગ્રજ અધીકારી ઉપર એક બીડેલું પાકીટ આવ્યું અને તે વખત સોલીસ પાસે બેઠો હતો. તેણે પોતાના માણસોને એકઠાં કરી આજ સવારે આપણા ઉપર હુમલો કર્યો. પરીણામ શું થયું તે તમે જાણોછો. પણ એટલાથી પત્યું નથી. વોલેસના ઉપર પણ—"

મેરેએ કહ્યું "તેને માટે શું !

ગ્રીમ્સબાઈ—"તેના પંડ ઉપર હજી કાંઈ અડચણ કરી નથી, પણ તેને નાસી જતો અટકાવવા સારૂ માણસો એકલી મોકી રખાવી છે."

મેરે—"પેલા બંધ કરેલા પાકીટે આપણને ફસાવ્યાછે.! આપણા કીલ્લામાંથી કોઈ દુષ્ટે એ કાગળ લખ્યો હશે, નહીંતો બંનેની ખબર બીજું કોણ આપે? અને જેણે ખબર આપ્યા હશે તેનું ઇશ્વર ભૂંડું કરશે !"

ગ્રીમ્સબાઈ " વોલેસની સામે આવું પગલું ભર્યાના ખબર મેં જ્યારે લોર્ડમારને કહ્યા ત્યારે તેણે કહ્યુંકે મેરે પોતાનું લશ્કર લઈ તેને મળ્યો હશે. આ વખતે તેને પેલી પેટી સાંભરી અને તે લઈ જવા મને ફરમાવ્યું. મેં તેમ કર્યું. પછી તેણે મને આંહી આવવાનો રસ્તો બતાવ્યો અને આ પેટી આંહીના પાદરીને આપી વોલેસ સિવાય બીજા કોઇને નહીં આપવા તેને ભલામણ કરવાનું મને કહ્યું, અને મને દરીયા રસ્તે મારે દેશ જવાની રજા આપી. "

હાલબર્ટે કહ્યું " અરે આ ઘોજારી પેટી મારો શેઠ પોતાને ઘેર નહીં લાવ્યો હોતતો આટલાંવાનાં થાત નહીં! એ કમનસીબ પેટી જ્યાં જાયછે ત્યાં ખુનામરકી લેતી આવેછે. મારા શેઠ પાસે હવે ફરી ન જાયતો સારૂ!"

હેલને કહ્યું " વોલેસ ફરી તેને ન જુએતો સારૂં સ્કોટલંડ સ્વતંત્ર કરવાની મારી મગરૂર આશાઓ ક્યાં ગઈ? અરે ભાઈ! મેં બહુ ખોટું કર્યું મારો બાપ કેદ પકડાયો અને સરવિલિયમ વોલેસનો નાશ થશે! "

મેરે—' મારી વાહાલી હેલન ! તું રડ નહીં. જે મોટી લડાઈ આપણે માથે લીધીછે તેનાં આતો માત્ર ચિન્હછે. "

હેલન—" પણ ત્યારે મારા વાહાલા પિતા આંહી આવી કેમ રહ્યા નહીં ? "

ગ્રીમ્સબાઈ—" મેં અર્લમારને મારી સાથે આવવા સમજાવ્યો ત્યારે તેણે પોતાની સ્ત્રી તથા છોકરાંને એકલાં મુકી આવવા ના પાડી. હું રસ્તે આવતો હતો એવામાં હાલબર્ટને લેડીવોલેસની કબર ઉપર રડતાં જોયો. મે તેને ટુંકમાં ભયની ખબર આપી અને મારી સાથે આવવા કહ્યું. અમે બંને આવતા હતા એવામાં આપ સાહેબ મળ્યા. અમે આવતા હતા ત્યારે સોલીસ અને ડીવેલેન્સ-પેલો

ઈંગ્રેજ સરદાર–બંને વાત કરતા હતાકે જ્યારે **લેડીહેલનમાર** જડી નહીં ત્યારે બાકીના સૌને કેદી બનાવી **ડંબારટન** લઈ ચાલો. ”

**હેલન**—“ ત્યારે તો સારૂં કે મારા પીતાને દીલાસો આપવા તેની સ્ત્રી સાથેછે. ” **ગ્રીમ્સબાઈ**—“ પણ બાઈસાહેબ, તમે હાથ નહીં આવ્યાં એ ઘણું સારૂં થયું, કારણ **સોલીસ**નો વિચાર તમને લઈ બીજી જગોએ જવા હતો. તમને નહીં જોવાથી તે બહુ દીલગીર થયો.

**હેલન** આવા નીચ માણસના સપાટામાંથી બચી તેથી ખુસી થઈ. તેણીની સાથે લગ્ન કરવા બે વખત સોલીસે માગણી કરેલ પણ તેણીએ ના પાડેલ હતી, તેથી આ વખત જો **હેલન** સપાટામાં આવેતો તેણીને ખૂબ હેરાન કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

આ વખતે મઠનું બારણું ઉઘડ્યું અને પાદરીએ અંદર આવી આટલાં બધાં માણસોને બેઠેલાં જોઇ તે આશ્ચર્ય પામ્યો. **મેર** ટોપી ઉતારી તેની પાસે ગયો. પાદરીએ તેને ઓળખ્યો તેથી કામ સેવા ફરમાવવા વિનંતિ કરી.

**મેરે** સઘળી હકીકત તેને કહી સંભળાવી અને કહ્યું “ જ્યાં સુધી **લોર્ડમાર** આવી પોતાની દીકરીને પાછી લઈ જાય ત્યાં સુધી તમે તેણીને સાચવજો અને આ લોઢાની પેટી પણ સાચવજો. ”

પાદરી આ સઘળું સાંભળી બહુ દીલગીર થયો. તેણે લડાયક તૈયારી સાંભળેલ પણ દુસ્મનો હશે એમ નહીં ધારેલ, પેલી પેટી ઠેકાણે મુકી એ બાબતની ફીકર નહીં રાખવા કહ્યું. **ગ્રીમ્સબાઈ**ને એક દરવેશનો પોશાક આપી **મોન્ટ્રોસ** જવા કહ્યું અને ત્યાંના પાદરી ઉપર ભલામણ પત્ર આપ્યોકે તેને વહાણમાં બેસારી **નોરમંડી** મોકલે,

જ્યાંથી તે પછી ગીની દેશમાં જશે. ગ્રીમ્સબાઈએ તેનો ઉપકાર માન્યો. લેડી હેલનને એક ભોંયરૂં બતાવી તેમાં રહેવાની ગોઠવણ કરી આપી તથા તેણીની સેવામાં એક દાસી પડોસના ગામડામાંથી બોલાવી રાખી.

હાલબર્ટને આખર અવસ્થામાં જોઈ તેને પાદરી બનાવી મઠમાં રાખ્યો એવી આશાથીકે થોડા વરસમાં તે પોતાનો દેહ ઇશ્વર ભક્તિમાં છોડી શકે.

હાલબર્ટે આંખમાં આંસુ લાવી કહ્યું " પવીત્ર પિતા, હું આપનો ઉપકાર માનુંછું. મારે હવે આ દુનીયામાં ઘણો થોડો વખત જીવવાનુંછે માટે મારો બાકી રહેલો વખત હું ઇશ્વર ભજન તથા મારા શેઠનું કલ્યાણ ઇચ્છવામાં આ ભગવાં લુગડાં પેહેરી ગુજારીશ."

એવામાં ઘોડાની ખરીઓ અને બ્યુગલનો અવાજ સંભળાણો. હેલન બીને પોતાના ભાઇને વળગી પડી. મેરે એ પોતાની તલવાર પકડી કહ્યું " હું તારો બચાવ કરીશ. " પણ પેલા ઇંગ્રેજ સીપાઇએ કહ્યુંકે આતો લશ્કર પાછું ડંબારટન તરફ જાયછે તેનો અવાજછે.

હેલનને રડતી જોઇ પેલા પાદરીએ કહ્યું " મારી પુત્રી, તું ગભરા નહીં. તારા પીતા ઉપર તેઓ કાંઈ જુલમ ગુજારી શકશે નહીં. આવા લોકપ્રીય અમીરને રાજા એડવર્ડ પણ ઝાઝો વખત કેદમાં રાખશે નહી. " આ શબ્દો સાંભળી હેલનને હીંમત આવી અને તેને પોતાની ગુફામાં સુવા જવા મોકલી, અને મેરે તથા બીજાઓને પાદરી બીજા ઓરડામાં લઈ ગયો.



# प्रकरण १३ मुं.

## મઠ.

બીજે દિવસે પેલા બહાદુર અંગ્રેજ સીપાઇએ જવાની રજા માગી અને કહ્યું કે જે દેશમાં મારા જાતી ભાઇઓ આવો જુલમ ગુજારેછે ત્યાં વધારે રહેવા હું રાજી નથી.

મેરેએ તેને સોનાના સીકાની એક કોથળી આપી અને પાદરીએ તેને ગોસાઇનો પોશાક આપ્યો. ગ્રીમ્સબાઇએ નાણાની કોથળી પાછી આપી કહ્યું "શેઠ, હું આપની પાસેથી પૈસા લેવા ચાહાતો નથી પણ યાદગીરી તરીકે આપની તલવાર આપો અને તે હું સદા સાચવીશ."

મેરેએ તુરત પોતાની તલવાર છોડી તેને આપી તથા તેની તરવાર તેના બદલામાં માગી.

ગ્રીમ્સબાઇએ પોતાની તરવારની મુઠ મેરેના હાથમાં આપી ત્યારે તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં અને કહ્યું "જ્યારે તમે આ તલવાર મારા સ્વદેશીઓ ઉપર ઉપાડો ત્યારે હું તમારો કેવો નિમકહલાલ હતો એ વાત યાદ લાવી જે લોકો તમારે શરણે થાય તેને મારી નાંખશો નહીં."

બંનેજણા એકબીજાને ભેટી જુદા પડ્યા.

ગરીબ બિચારો હાલબર્ટ અને મેરે જ્યારે એકલા ઓરડામાં બેઠા ત્યારે હાલબર્ટ એક નાના બચ્ચાની માફક છાતીફાટ પોતાનાં અસલનાં દુઃખો સંભારી રડવા લાગ્યો. અને પોતાના શેઠનાં દુઃખ સાંભરી આવવાથી મેરેને વિનંતી કરી કે તમે જલદી તેની મદદે જાઓ, કારણ, તેને આશ્રય આપનાર કોઈ નથી. મેરેએ તેને વચન આપ્યું કે હું આજ સાંજરે ત્યાં જઇશ. પછી પાદરી આવીને હાલબર્ટને તેની ઓરડીમાં લઈ ગયો જ્યાં તેને ધર્મસંબંધી

બોધ આપવા તથા તેની ચાકરી કરવા તેણે પોતાના એક શિષ્યને રાખ્યો.

મેરે અને પેલો પાદરી હવે એકલા બેસી રસ્તાનો વિચાર કરતા હતા એવામાં એક માણસ જેને પાદરીએ મરેના માણસોની તપાસ કરવા મોકલ્યો હતો તે આવ્યો અને તેણે કહ્યું કે દરેક જગો અંગ્રેજોથી ભરાએલી છે, અને તમારાં માણસો કોઈ જગોએ જણાતાં નથી. વોલેસને ખોરાક ન મળવાસારૂ ઠેકાણે ઠેકાણે ચોકી પોહોરા રાખ્યાછે.

આવી રીતે વાતચીત ચાલેછે તેવામાં તેઓએ એક બુમ સાંભળી કે "દગલબાજને ફાંસીએ લટકાવી દીધો."

મેરેએ બારણા પાસે જઈ કહ્યું "આપણો બહાદુર અંગ્રેજ તેઓના હાથમાં સપડાયો."

તેને પકડી રાખી પાદરીએ કહ્યું "તું શું કરીશ ? તારા એકલાથી તું એ સીપાઇને બચાવી શકીશ નહિ. હું જઇને તપાસ કરી આવું ત્યાં સુધી તું આંહી રહી સૌનું રક્ષણ કર."

મેરેએ આ વાત માન્ય રાખી. પાદરીએ પોતાનું ત્રિશૂળ લીધું, અને દરવાજા બહાર જઈ જુએ છે તો એક માણસને ચામડાના પટાથી મજબુત બાંધી કેટલાક સીપાઇઓ તેને ઘસડી લઈ જતા હતા. જમીન સાથે તેનું મોઢું ઘસાતું હોવાથી લોહી વેહેતું હતું અને તેની બુમો જોઈ પેલા લોકો મારી નાખવાની ધાસ્તી તેને આપતા જતા હતા.

પાદરીએ વચ્ચે પડી તેઓને દુર રહેવા ફરમાવ્યું, અને કેદીને તપાસી જોયું તો પેલો અંગ્રેજ સીપાઈ નહિ પણ આતો એક ગરીબ સ્કોટ હતો.

પાદરીએ પુછ્યું "આ જખ્મી થએલા માણસને તમે ક્યાં લઈ જાઓછો ?"

એક ચીડીયા માણસે જવાપ દીધો "કાંધ મારવા."

પાદરી—"તેણે શો ગુન્હો કર્યોછે?"

"તે દગલબાજ છે."

પાદરી—"તમે કેમ જાણ્યું કે એ દગલબાજ છે?"

"નિમકહરામ **લોર્ડમાર**નું તે માણસછે એમ આ બ્યુગલ ઉપરથી માલમ પડેછે કારણ તેના ઉપર મારનું રાજ્યચિન્હ છે." આ બ્યુગલ **લોર્ડમારે** સરવિલિયમવોલેસને મોકલાવેલ તે હતું.

પાદરી—"**લોર્ડમાર**નું આ બ્યુગલછે એમાંતો કાંઈ શક નથી પણ આ માણસને તે રસ્તામાંથી જડયું હોય, અગર રાજાની ખતરાજી થઈ ત્યારે લોર્ડમારે પોતે તેને બક્ષીસ તરીકે આપ્યું હોય તો તેનું કેમ? આ બ્યુગલ સિવાયની બીજી સબળ સાબીતી તેના ગુનાહની તમે ન આપોતો તમે ખુન કર્યું ગણાશે, અને પરમેશ્વર તમને સજા કરશે." એમ કહી તેણે પોતાનું ત્રિશૂળ ઉંચું કર્યું.

"હું પરમેશ્વરનો ભકતછું અને તેથી ઇનસાફને મદદ કરનારછું. માટે તમે આ જખમી થએલા શખ્સને મને સોંપી દીઓ. હું તેને મંદીર આગળ લઈ જઈ ગુનાહને માટે સોગન ખવરાવીશ, અને જો તે અપરાધી જણાશેતો હું તેને તમારા સરદારને સ્વાધિન કરીશ. પણ જો તે નિરપરાધી માલમ પડશેતો મારા પવિત્ર મંદીરમાંથી ગમેતેવો બળવાન રાજા પણ તેને લઈ શકશે નહીં."

આ શબ્દો સાંભળી પેલા સિપાઈઓએ કેદીને છોડી દીધો, અને પાદરીના માણસો તેને મંદીરમાં લઈ ગયા. અને પેલું સોનાનું બ્યુગલ તેણે સીપાઇઓને આપી

દીધું, કારણ તેનો હેતુતો માત્ર જીવ બચાવવાનોજ હતો અને લુંટ મેળવવાનો નહીં હતો.

સીપાઇઓ તે લઈ ચાલતા થયા, અને રસ્તે ચાલતાં લુંટફાટ અને ખુન ખરાબી કરતા આગળ વધ્યા.

પાદરીએ આવી પેલા જખમી થએલાને મલમપટા બાંધ્યા, અને પોતાના માણસોને રજા આપી સીપાઇને પુછ્યું કે તું બ્યુગલ ક્યાંથી લાવ્યો એ વાત સાચેસાચી કહી સંભળાવ.

સીપાઇએ કહ્યું "એ બ્યુગલ મને **સરવિલિયમ વોલેસે**, હું તેના પાસેથી આવુંછું એવી નિશાનીદાખલ **લોર્ડમારને** આપવાસારૂ આપેલ હતું."

**મેરને** બોલાવતાં પહેલાં પાદરીએ પુછ્યું "**લોર્ડમાર** પાસેથી લશ્કરી ,મદદ લેવા સારૂ તને મોકલાવ્યો છે નહીં વારૂ ?"

સીપાઇએ બરાબર ખાત્રી કરી કહ્યું "આ જગોએથી મેં મદદ મળવા ધારી હતી અને દુશ્મનો આંહી ક્યાંથી? જો **લોર્ડમાર** તરફથી કાંઈ મદદ નહીં મળેતો **સરવોલેસનું** આવી બન્યું, કારણ, દુશ્મનો તેને ચોતરફ ઘેરીને બેઠાછે! માટે જો મદદ મળે તેવું ન હોયતો મેહેરબાની કરી મને આંહીથી જલદી જવાદો કે હું મારા શુરવીર મિત્રની સાથે મરૂં!" પાદરીએ તેને હીમત આપી ત્યાં બેસાર્યો અને પોતે બીજા ઓરડામાં જ્યાં **મેર** હતો ત્યાં જઈ તેને ખબર આપ્યા કે **ગ્રીમ્સબાઇને** કાંઈ **હરકત** થઈ નથી, પણ આતો બીજો માણસ છે અને તે તમને વો-લેસની ખબર આપશે માટે ચાલો.

**મરે** ઘણી ખુસીથી ત્યાં આવ્યો અને તેનું સ્કોટીશ બ-કતર જોઇ પેલા માણસે તેને **વોલેસ**ના સઘળા ખબર આપ્યા અને કહ્યું કે **વોલેસ**ની સાથેનાં સર્વ માણસ ભુખે મરે છે માટે જો થોડાં માણસો તમે **લોર્ડમાર** પાસેથી લઈ આવો તો ગમે તે યુક્તિ કરી તે રસ્તો કરશે.

**મરે**—"મારા કાકાની મદદતો હાલ તમને મળી શકે તેમ નથી, પણ હું તમારી સાથે આવુંછું. મારા પચાસ માણસો ગઇ કાલે મોકલ્યાં છે તે તમને મળ્યાં હશે ?" પેલા માણસે કહ્યું "ના, મેં તેઓને જોયા નથી. દુશ્મનો-એ તેમને પકડી લીધા હશે. હું અને **વોલેસ** બાળપણના સોબતી છૈએ એક વખત પાણીમાં તરતાં તેણે મારી જીંદગી બચાવી હતી માટે આ વખત હું તેને બદલો આપવા તેની પાસે મારી નોકરી છોડી આવી રહ્યોછું. મને **વોલેસે** કહ્યું કે આપણી પાસે ખોરાકી ખુટી ગઈ છે અને દુશ્મનોની એક બાજુ જરા નબળી છે તેથી જો **લોર્ડમાર** તરફથી આપણને થોડી મદદ મળે તો આપણે સહીસલામત જઇ શકીએ. આટલા સારૂં હું આંહીં આ-વ્યોછું. પણ રસ્તામાં મને અંગ્રેજ સીપાઇઓએ પકડી કેદી બનાવ્યો."

**મરે** એ તેને પોતાની સાથે લીધો. અને બંને ખેડુતનાં લુગડાં પેહેરી **મરે** પોતાના બીજા કાકાને ત્યાં મદદ લેવા સારૂ ગયો.

---

૫૯.

ધિઃક ધિઃક રાંકપણું રાંકપણું, ટેક.

રાંકપણામાં રોજ રીબાઈ, રાબ ચાટીને રહેવું;
દિન હાલતમાં કાઢી દ્હાડા, સંકટ સઘળું સહેવું. ધિઃક૦
જાર બાજરી તણું જાવળું, પેટ ભરીને પીવું;
જુલમી કેરા જોર જુલમથી, બીક ધરી કાં બીવું ? ધિઃ૦
મળે નહિં મન ગમતા મેવા, ખાવા ખટરસ ખાંતે;
એક ઘડી આરામ ન આવે, વિધવિધ દુઃખની વાતે. ધિઃક૦
જનાવરોને જન જંગલના, સ્વતંત્રતા લઈ શિખી;
પકડે તેના પ્રાણ હરેને, પળમાં નાંખે પીંખી. ધિઃક૦
પરાધિન રહેવું થઈ પુરૂષ, વેઠ વિશેષે વહેવી;
અધમ દશા ભોગવવી એવી, જનાવરોના જેવી. ધિઃક૦
સત્તાધારી જિહાં સતાવે, જરૂર જુલમપણાથી;
મદ એવાનો હરવા માટે, પડવું પુરૂષપણાથી. ધિઃક૦
રાંકપણામાં જે નહિં રાચે, ધન્ય ધન્ય એજ ધણીને;
વારે વાર ફિટકાર વદે જન, કાયરની કરણીને. ધિઃક૦

"સ્વદેશાભિમાન."

દોહરો.

સ્વદેશ ગૌરવ અર્જના, જે દેશે નહિં જોઈ;
તેવા તે પરવશ થઈ, બેઠાં રાંકા રોઈ ! ૧
સ્વતંત્ર નહિં જે દેશમાં, રંક અને વળી રાય;
ચૌર્ય સંપ નીતિ વિના, પરવશ તે પીડાય. !! ૨

N. Y.

# વિજ્ઞપ્તિ.

સર્વે વિદ્યાવિલાસીઓ અને સુજ્ઞ સજ્જનોને નમ્રતાપૂર્વક વિનંતિ કરવામાં આવેછે કે આ પુસ્તકનો બીજો ભાગ જેમાં વિશેષ રસિક હેવાલ આવવાનો હજી બાકી છે તે થોડા રોજમાં છપાઈ બહાર પડવાનો છે, માટે જે સાહેબોને ગ્રાહક થવાની મરજી હોય તેઓએ પોતાનાં નામ ઠામ નીચે સહી કરનારને લખી મોકલાવવાં.

જે સાહેબોને આ પુસ્તક ખરીદ કરવું હોય તેઓએ નીચેને શીરનામે પોષ્ટપેડ કાગળથી લખવું. ટપાલખર્ચ તથા ટપાલનો જોખમ પુસ્તક મંગાવનારને શીર છે. મૂલ્ય તથા ટપાલખર્ચ પ્રથમથીજ વિદાય કરવું.

કુંડલા ડીસ્પેન્સરી.
તા. ૧ લી જુન
સને ૧૮૮૭.

ડા. અમુલખરાય અંબારામ,
ભાષાંતર કર્તા.